શ્રીયુત મગનલાલ ઓધવજી સીરીઝ ( ગ્રંથમાળા ) નંબર ૧ લો.

श्रीमद् हरिभद्रसूरि विरचित-

# धर्मबिन्दु ग्रंथ.

( મૂલ અને સરલ, શુદ્ધ ભાષાંતર સહિત. )

( જિનવચનામૃત મહોદધિમાંથી પુરપૂર ગીતારથ પૂર્વાચાર્ય વચન તરંગ બિંદુરૂપ ગૃહસ્થ અને યતિધર્મ વગેરેનુ શુદ્ધ સ્વરૂપ બતાવનાર અતિ ઉપયોગી ગ્રંથ. )



શ્રીયુત્ મગનલાલ ઓધવજીની આર્થિક સહાયવડે,

છપાવી પ્રસિદ્ધ કર્તા,

## શ્રી જૈન આત્માનંદ સભા,

ભાવનગર

બીજી આવૃત્તિ

वीर सं० २४५३ आत्म सं० ३१ विक्रम सं० १९८३

ભાવનગર-શ્રી આનંદ પ્રિન્ટીંગ પ્રેસમા શાહ ગુલાબચંદ લલ્લુભાઇએ છાપ્યુ

કિંમત ૨-૦-૦

શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા નંબર ૧૮ મો



त्रैलोक्यं सचराचरं विजयते यस्य प्रसादादिदं ।
योत्रामुत्र हितावहस्तनुभृतां सर्वार्थसिद्धिप्रदः ॥
येनानर्थकदर्थना निजमहःसामर्थ्यतो व्यर्थिता ।
तस्मै कारुणिकाय धर्मविभवे भक्तिप्रणामोऽस्तु मे ॥
(શાંત સુધારસ.)

જેના પસાય થકી સ્થાવર અને જંગમ સહિત જગત્ શોભે છે, તથા જે આ લોકે પ્રાણીઓને હિત કરવાને યોગ્ય થઇને સર્વ અર્થની સિદ્ધતાને પમાડે છે, જેણે પોતાના તેજસ્વી સામર્થ્યે કરી પાપરૂપ વિટંબનાનો નાશ કરી નાખ્યો છે એવોજ દયાવંત ધર્મરૂપ પ્રભુ તેને મ્હારો નમસ્કાર હોજો.

---

सच्चारित्र पवित्र चित्र चरितं चारु प्रबोधान्वितं ।
शांतं श्री शमतारसेन सुखदं सर्वज्ञ सेवाधरम् ॥
विद्वन्मंडल मंडनं सुयशसा संव्याप्त भूमंडलं ।
तं सूरिं प्रणमाम्यहं सुविजयानंदाभिधं सादरम् ॥

" ઉત્તમ આચારોએ કરીને પવિત્ર અને સુંદર છે ચારિત્ર જેમનું, તેમજ સુંદર બોધવડે જે યુક્ત છે, વળી શમતાના રસે કરીને શાંત સુખને આપનારા, સર્વજ્ઞની સેવાને ધારણ કરનારા, વિદ્વાનોના મંડળમાં આભૂષણરૂપ અને ભુમંડળની અંદર જેમનો યશ સારી રીતે વ્યાપેલો છે, તેવા શ્રી વિજયાનંદસૂરિ ( આત્મારામજી મહારાજ ) ને હું આનંદપૂર્વક નમસ્કાર કરૂં છું."



श्रीमद् विजयानंदसूरीश्वरजी महाराज—
( आत्मारामजी ) महाराज

આનંદ પ્રેસ—ભાવનગર




ચતુર્વિધ ગતિમા મનુષ્યની ગતિ સર્વથી વિલક્ષણ છે દેવગતિ સર્વોત્કૃષ્ટ ગણાય છે, પણ તેની ઉત્કૃષ્ટતા અમુક અંશોમાજ છે અને મનુષ્ય ગતિની ઉત્કૃષ્ટતા સર્વ અંશે છે, કારણ કે, એ ગતિજ મોક્ષમા જવાનો દરવાજો છે, તેમા પણ પ્રતિભાની પૂર્ણતા પ્રાપ્ત થયેલી હોય તો એ માનવ પ્રકૃત્તિનો તેમા પૂર્ણ વિકાસ થાય છે તે પ્રતિભાનુ દર્શન ત્યારેજ થઇ શકે છે કે, જ્યારે પ્રાકૃત જનને સુલભ એવા શંકા, ભય, સ્વાર્થ, અને કૃપણતા ઇત્યાદિ દોષોમાથી મુક્ત થઇ મનુષ્ય પોતેપોતાને પણ ભુલી જાય એવી ઉદાર, અને ઉન્નત સમાનતાનો ક્ષણ અનુભવ કરે છે પ્રતિભાની પૂર્ણતા સાથે સદ્વર્ત્તનની પૂર્ણતા હોય તો મનુષ્ય ઉચામા ઉચી કોટીનો સ્પર્શ કરવાને સમર્થ થાય છે એવી ઉચ્ચ સ્થિતિમા કરેલા નિશ્ચયો સર્વ માનવ પ્રજાને ઘણા ઉપયોગી થઇ પડે છે અને સ્વાર્પણ કરવાની અદ્ભુત શક્તિ ઉત્પન્ન થઇ તે અનેક જાતના પુણ્યાનુબંધી પુણ્યો ઉપાર્જન કરાવે છે

પરોપકારને અર્થે સ્વાર્પણ કરવાની વૃત્તિથી ઉપજેલી પ્રતિભા બુદ્ધિની, સદાચરણની, ભવ્યતાની અને સદ્ભાવનાની પૂર્ણતા બક્ષે છે અને તે પ્રતિભાવતના જીવનને ઉભયલોકની સાર્થકતા કરાવે છે, કારણકે એવી ઉચ્ચ પ્રતિભાવાળા પુરૂષો મન વચન અને કર્મની એકતાના સરલ એકમાર્ગપણાની જે સત્યનીતિ તેનેજ વળગી રહે છે જે સ્વાર્થ, સંકોચ, ભય, કૃપણતા આદિથી આખા વિશ્વમા પાપ માત્ર ઉદ્ભવે છે તેનો ગંધ પણ તે પ્રતિભાવાનને લાગી શકતો નથી તે સર્વદા શુદ્ધ આચરણથી અલંકૃત રહે છે

પૂર્વ કાલે જૈન ધર્મમા એવા પ્રતિભાવંત અનેક નરરત્નો થઇ ગયા છે સત્ય અને સમયનુ બલ અગાધ છે, મનુષ્ય કે મનુષ્યની ગમે તેવી રચનાઓથી સત્ય અને સમય દબાવી શકાતા નથી, તેનો પરાજય કદિ ક્ષણિક ભાસે પણ કાલ ગતિએ તે પુન પોતાનુ સ્થાન પ્રાપ્ત કર્યા વિના રહેતા નથી પૂર્વે જે પ્રતિભાવાળા લેખકો અને કવીશ્વરો થઇ ગયા છે, તેમના સ્થાન લેનાર હવે કોઈ નથી એમ કહેવાથીજ તેમના ઉત્કર્ષની નિસીમ વાત સિદ્ધ થાય છે પ્રાચીન જૈન લેખકોએ અને કવીશ્વરોએ જૈન સાહિત્યની સરિતાના વિપુલ પ્રવાહને

વહેવરાવ્યો છે, તેનુંજ આજ ભારતવર્ષની જૈન અને જૈનેતર પ્રજાના હૃદય ઉપર સામ્રાજ્ય ચાલે છે. તેના રંગથી રંગાએલ ગદ્ય અને પદ્યમય ઉદ્ગારો અદ્યાપિ સર્વત્ર પ્રસરી રહ્યા છે.

પૂર્વ કાલના જૈન મહામુનિઓ કેવા અવસરજ્ઞ અને ધર્મ પ્રસારવા માટે ઉત્સાહી હતા, તેનાં અનેક દૃષ્ટાંતો જૈન ઇતિહાસમાં મલી આવે છે. તેમનું જીવન ભવ્ય અને લોકોત્તર હતું. સર્વદા શુભ અધ્યવસાય અને જનકલ્યાણ કરવાની ઇચ્છાના એક કેંદ્ર તરીકે તેઓ શુભ ભાવ વિસ્તારનાર, શુભ સાધનાર અને શુભ વિચારનાર અચિંત્ય શક્તિવાલા હતા. તેમના ઉપદેશથી જૈન ગૃહસ્થો-પણ ન્યાય, એક નિષ્ઠા, સત્ય, પ્રેમ, ક્ષમા, સદાગ્રહ અને સદાચારની મૂર્તિરૂપ બનતા અને પોતાના જીવનને એક સુવાસમય, આનંદમય, દૃષ્ટાંતમય અને સુગુણ મય કરી શકતા હતા. સંસારનો ભાર વહેતાં છતાં એમની પ્રકૃતિ સ્થિતિ અને રીતિની સાદાઇ, એમના મનોબલની ગંભીર પણ અતિ દૃઢતા અને એમના વદનની નિરંતર પ્રસન્નતા દેખાતી હતી.

એ સમયે મુનિ અને ગૃહસ્થ એ ઉભય ક્ષેત્રો એટલી બધી ઉન્નતિમાં હતા કે, તેથી આર્હત ધર્મના પૂર્ણ જાહોજલાલી દેખાતી હતી. એ ઉભય ક્ષેત્રોના શુદ્ધ બલથી બીજા પાંચ ક્ષેત્રો પણ પૂર્ણ રીતે ખીલી રહેલા હતા. તે સમયે જ્ઞાનરૂપી પુષ્પોદ્યાન નવ પલ્લવિત થઇ આર્હત પ્રજાને પોતાના અમૃત-મય અને આનંદમય સુગંધને આપતું હતુ. સર્વદેશી વિદ્વતાને ધારણ કરનારા ઘણા પંડિત મુનિઓ ઠામ ઠામ વિચરતા અને આર્હત ધર્મનો પવિત્ર ઉપદેશ આપતા હતા. તે કાલના મુનિઓમાં તલસ્પર્શિતા, મર્મજ્ઞતા અને ગ્રહણ કરવા કરાવવાની શક્તિનો ચમત્કાર ભરેલો યોગ જોવામાં આવતો હતો. તેમનામાં આવો અલૌકિક બુદ્ધિ વૈભવ છતાં તેઓનું હૃદય અતિ સરલ, સુરસ, નમ્ર અને વિનીત હતું. અભિમાનના લેશ વિના તેઓ સર્વદા સર્વને સુલભ, સુગમ અને અનુકૂળ રહેતા હતા.

આવા સમયમાં મહાનુભાવ જૈનાચાર્યોએ જૈન પ્રજાના ઉપકારને માટે અનેક ગ્રંથો લખ્યા છે. તે માંહેલો આ ધર્મબિંદુ ગ્રંથ છે. આ ગ્રંથ પ્રકરણ-ના નામથી ઓળખાય છે અને તેની રચના સંસ્કૃત સૂત્રરૂપે કરવામાં આવી છે. તેમાં સૂત્રોની રચના એવી સુંદર રીતે કરવામાં આવી છે કે જેના અર્થના ઉત્તમ ગૌરવ સાથે વિષયનો ઉદ્દેશ સારી રીતે સચવાએલો છે. તેની ઉપર કરવા-માં આવેલી વૃત્તિ સૂત્રાર્થનું સ્ફોટન કરવામા ઘણીજ ઉપયોગી છે. જે વિષય સૂત્રમાં ઉદ્દિષ્ટ હોય તેનું રૂપ જેવું સૂત્રકારે આલેખ્યુ હોય, તેવુ ઉત્તમ રીતે મૂલને અધિક પ્રકાશ મળે તેમ સ્પષ્ટ કરવામાં વૃત્તિકારે પોતાની કુશલતા સારી

રીતે બતાવી આપી છે મૂલ ગ્રંથકારે સૂત્રનો જે અર્થ દર્શાવ્યો હોય તેમા શુ રહસ્ય છે ? એ સમજાવવાને માટે વૃત્તિકારે કોઇ કોઇ સ્થલે ઘણુ સારૂ વિવેચન કરેલુ છે

આ ગ્રંથના મૂલ કર્ત્તા મહાનુભાવ **શ્રી હરિભદ્રસૂરિ** કે જેઓ જૈન ઇતિહાસમા ચૌદસો ને ચુમાલીશ ગ્રંથોના કર્ત્તા તરીકે પ્રખ્યાત છે, તેમની કૃતિમા અદ્‌ભુત અને સુબોધક રચનાનુ દર્શન થાય, એમા કાઇ આશ્ચર્ય નથી તે મહાનુભાવ ગ્રંથકારે મુનિઓ અને ગૃહસ્થોના ધર્મો બતાવવાને માટે આ ઉપયોગી ગ્રંથની યોજના કરી છે અને તેની અદર એ ઉદ્દિષ્ટ વિષયને સારી રીતે નિવચન કરી સમજાવ્યો છે વિષય, સબધ, પ્રયોજન અને અધિકાર એ ચાર અનુબધની ઘટના કરી ગ્રંથકર્ત્તાએ લેખના આદ્ય સ્વરૂપને યુક્તિ પૂર્વક વિવેચન કર્યું છે સૂત્રના ટુકા ટુકા શબ્દોથી યતિ અને ગૃહસ્થના ધર્મ વિષયનો અનત ભડાર દર્શાવી કર્ત્તાએ આ ધર્મબિંદુરૂપે એક અપૂર્વ ધર્મ સહિતા ગ્રથિત કરેલા છે તે સાથે સૂત્રશ્રેણી એવી રમણીય ગોઠવી છે કે, જે ઉપરથી સિદ્ધ કરેલા ધર્મના નિયમો ક્રમાનુસાર સ્મૃતિ વિષયમા રહી શકે છે

આ ઉપયોગી ગ્રથની વૃત્તિ **શ્રી મુનિચદ્રસૂરિએ** રચેલી છે સૂત્રની ગ્રથનામા દર્શાવેલા શબ્દોના અર્થનુ સ્પષ્ટીકરણ કરી તે ઉપર ઉપર્યુક્ત વિવેચન આપવામા આવ્યુ છે ધર્મના ગહન વિષયને અગે જે કાઇ સૂચક અશો સૂત્રકારે દર્શાવ્યા છે, તેમને વૃત્તિકારે પોતાની વિશાળ બુદ્ધિથી પલ્લવિત કરી તે તે વિષય ના સ્વરૂપને સારી રીતે પ્રતિપાદન કરેલ છે કોઇ કોઇ પ્રસગે મૂળ વિષયની પુષ્ટિને માટે બીજા પ્રમાણિક ગ્રથોના પ્રમાણો આપી સૂત્ર વાણીના આશયને વિશેષ પ્રમાણભૂત પણ કરી બતાવ્યો છે આથી મૂલ ગ્રથની મહત્તામા વૃત્તિકારે મોટો વધારો કર્યો છે, એમ નિ સશય કહેવુ જોઇએ

મુનિ વર્ગ અને ગૃહસ્થ વર્ગના સામાન્ય અને વિશેષ ધર્મને દર્શાવનારા આ ગ્રથના આઠ અધ્યાય રૂપે આઠ ભાગ પાડવામા આવ્યા છે તેમા પહેલા ગૃહસ્થ ધર્મ વિધિ નામના અધ્યાયમા ગૃહસ્થ ધર્મનુ સ્વરૂપ પ્રતિપાદન કરેલુ છે ધર્મ એ શબ્દની વ્યાખ્યામા વૃત્તિકારે ઉત્તમ પ્રકારે ઉહાપોહ કરી ધર્મના શુદ્ધ લક્ષણો સિદ્ધ કરી બતાવ્યા છે ગૃહસ્થ ધર્મની યોગ્યતા મેળવવા માટે ગૃહ સ્થને કેવા ઘરમા રહેવુ જોઇએ ? એ વાત પ્રથમ દર્શાવી ગૃહસ્થના ઉત્તમ આ ચારો એવી સરસ રીતે વર્ણવ્યા છે કે જેમા ગાર્હસ્થ્ય વર્ત્તનનો મુખ્ય મુખ્ય સર્વ સદાચાર આવી જાય છે

બીજા દેશના વિધિ નામના અધ્યાયમા ધર્મની દેશના આપવાની યો

અતા વિષે કહેવામાં આવ્યું છે. કેવો ગૃહસ્થ ધર્મની દેશના આપવાને યોગ્ય છે? અને તે યોગ્ય એવા ગૃહસ્થને ધર્મનો ઉપદેશ કેવી રીતે—કેવી પદ્ધતિએ આપવો? તે વિષે ક્રમાનુસાર ઉત્તમ વિવેચન કરવામાં આવ્યું છે, તેમાં ચતુર્વિધ કથાઓ-માંથી આક્ષેપણી કથાનું વિવેચન કરી અને તેના આચાર, વ્યવહાર, પ્રજ્ઞપ્તિ અને દૃષ્ટિવાદ એવા ચાર ભેદો લક્ષણ પૂર્વક દર્શાવી વૃત્તિકારે એ વિષયને સારી રીતે પલ્લવિત કરેલો છે. તે પછી જ્ઞાનાદિ આચાર તેનો પાલવાનો પ્રકાર અને તેને અંગે કરવા યોગ્ય એવા ઉપદેશના પ્રકારની સૂચના કરી તે વિષયને સમાપ્ત કરવામાં આવ્યો છે.

ત્રીજા ગૃહસ્થ ધર્મ વિધિ નામના અધ્યાયમાં ધર્મને ગ્રહણ કરવા યોગ્ય એવા ગૃહસ્થને ધર્મ આપવાનો ઉત્તમ વિધિ દર્શાવ્યો છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી અણુવ્રત વગેરેને ગ્રહણ કરવાની યોગ્યતા દર્શાવી, સમ્યગ્દર્શનનું લક્ષણ, અણુવ્રત વગેરે આપવાનો પ્રકાર અને તેના અગે કરવામાં આવેલા વિશેષ વિવેચનમાં એક ગૃહપતિના પુત્રની સવિસ્તર કથા આપવામા આવી છે. તે પછી યોગશુદ્ધિ, વંદન શુદ્ધિ, નિમિત્ત શુદ્ધિ, દિક્શુદ્ધિ અને આગારશુદ્ધિના સ્વરૂપ, પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત અને વ્રતદાનનું સ્વરૂપ અને તેના અતિચારો દર્શાવી તેમના ત્યાગ કરવા પૂર્વક ગૃહસ્થનો વિશેષ ધર્મ બતાવ્યો છે.

ચોથા યતિવિધિ નામના અધ્યાયમાં યતિ—મુનિના સામાન્ય ધર્મનો આરંભ કરતાં પ્રથમ વિધિથી ગૃહસ્થધર્મને સેવનારો પુરૂષ ચારિત્ર મોહનીય-કર્મથી મુકાય છે, એ વાત દર્શાવી મુનિના સ્વરૂપનુ દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. કેવો પુરૂષ દીક્ષા લેવાને યોગ્ય છે? એ વિષે ઇસારો કરી દીક્ષાની યોગ્યતાના સોળ ગુણો અને ગુરૂના પંદર ગુણો ઉત્તમ પ્રકારે દર્શાવવામાં આવ્યા છે અને તે વિષે જુદા જુદા મતના વિદ્વાનોના અભિપ્રાયો પ્રગટ કરવામાં આવ્યા છે. પ્રવ્રજ્યા લેનારા પુરૂષના પ્રશ્ન, આચાર અને તેની પરીક્ષાનો ક્રમ અને યતિધર્મની યોગ્યતા પ્રતિપાદન કરી એ અધ્યાય સમાપ્ત કરવામાં આવ્યો છે.

પાંચમા યતિધર્મ વિધિ નામના અધ્યાયમાં યતિપણું કેવું દુષ્કર છે? એ વાત દર્શાવી, તેનું પરમાનંદરૂપ મોક્ષફલ જણાવી યતિધર્મના સાપેક્ષ અને નિરપેક્ષ એવા બે ભેદ વિવેચન પૂર્વક વર્ણવી બતાવ્યા છે. તે પ્રસંગે દીક્ષા આપ-વાને અયોગ્ય એવા બાલ, વૃદ્ધ વગેરે પુરૂષોના દોષો વૃત્તિકારે ઉત્તમ પ્રકારે વર્ણવી બતાવ્યા છે. તે પછી મુનિએ કેવી રીતે વર્ત્તવાનું છે? તે પ્રસંગે મુનિના વર્ત્તનનો ઉત્તમ ચિતાર આપી એ અધ્યાયને સમાપ્ત કરવામાં આવ્યો છે.

છઠ્ઠા યતિધર્મ વિષય નામના અધ્યાયમાં સાપેક્ષ અને નિરપેક્ષ યતિધર્મના સૂક્ષ્મ તત્ત્વો દર્શાવ્યા છે. પરોપકારવૃત્તિ, ત્રિવિધ યોગસાધન, વગેરે બતાવી નિર-

પેક્ષ યતિધર્મને યોગ્ય એવા પુરૂષની બાહ્ય અને આંતર પ્રવૃત્તિ પ્રતિપાદિત કરી છે અને સમ્યગ્દર્શનાદિ ત્રણ રત્નોને કર્મક્ષયના કારણ બતાવી સ્વસ્વભાવનો ઉત્કર્ષ અને તે થવાનુ કારણ સ્પષ્ટ કરી ઉચિત અનુષ્ઠાનની શ્રેયસ્કરતા સિદ્ધ કરી છે. ત્યારબાદ મોક્ષના અંગરૂપ ભાવનાનુ સ્વરૂપ અને ફલ તે વિષયને વૃત્તિકારે ઉત્તમ રીતે ચર્ચ્યો છે તે પ્રસંગે વચનના ઉપયોગના પ્રભાવરૂપે શ્રી ભગવંતના સ્મરણનુ, ભક્તિનુ અને ધ્યાનનુ મહા ફલ કહી યતિ ધર્મની પરમ ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી છે આ પ્રસંગે પ્રવૃત્તિના દોષો દર્શાવી ચારિત્રના શુદ્ધ પરિણામનો મહિમા બતાવ્યો છે અને છેવટે ભવોપગ્રાહી કર્મથી મુક્ત થવાનો પ્રકાર દર્શાવી સર્વથા કર્મરહિત થતા સર્વ દુખના અંતને દર્શાવી એ અધ્યાય પૂર્ણ કરવામા આવ્યો છે

સાતમા ધર્મ ફળ-વિધિ નામના અધ્યાયમા ધર્મના ફલ વિષે વિવેચન કરવામા આવ્યુ છે અનંતર અને પરંપર એવા ફલના બે પ્રકાર દર્શાવી, તે પ્રત્યેકનુ સ્વરૂપ બતાવવામા આવ્યુ છે તે પ્રસંગે ધર્મની પ્રાપ્તિને અવસરે કેવી સંપત્તિ મળે છે, તે વિષે વિવિધ પ્રકારની જીવની પરિણતિની વૃદ્ધિનુ વિવેચન કરી જીવનો વીર્યનો ઉલ્લાસ શાથી થાય છે ? એ વાત સવિસ્તર દર્શાવી અને તેમા તેના હેતુઓનુ સ્પષ્ટીકરણ સારી રીતે કરેલુ છે તેની અંદર બધના હેતુનુ દિગ્દર્શન કરાવી શુભ અને અશુભ પરિણામ વિષે સારૂ વિવેચન કરેલુ છે, તે પછી છેવટે ધર્મરૂપ ચિંતામણિનો અનુપમ અને લોકોત્તર મહિમા વર્ણવી એ અધ્યાયને સમાપ્ત કરવામાં આવેલો છે

આઠમા તીર્થંકરપદ પામવાની વિધિ તથા સિદ્ધસ્વરૂપનુ વર્ણન નામના અધ્યાયમા અતિ શુદ્ધ ધર્મના અભ્યાસથી તીર્થંકરપણુ પ્રાપ્ત થાય છે, એ વાતનો ઉપન્યાસ કરી ચારિત્રની પ્રાપ્તિ, ચારિત્રની સાથે આત્માની એકતા, ધ્યાન સુખનો યોગ અને લબ્ધિઓની પ્રાપ્તિનો ક્રમવાર લાભ જણાવી આઠમા અપૂર્વકરણ ગુણ સ્થાનની પ્રાપ્તિ, અને ક્ષપકશ્રેણી કરવાનુ સામર્થ્ય પ્રાપ્ત કરી પરંપરાએ મોહ સાગરને ઉતરી કેવલજ્ઞાની થઇ પરમ સુખ-મોક્ષનો લાભ મેળવાય, એ વાત જણાવી છે આ પ્રસંગમા મહાનુભાવ વૃત્તિકારે અપૂર્વકરણને અંગે ઘણુ વિવેચન કરી કર્મની વિવિધ પ્રકૃતિઓને ખપાવવાનો ઉત્તમ ક્રમ દર્શાવી, પ્રસ્તુત વિષયને વિશેષ પલ્લવિત કર્યો છે તે પછી રાગ, દ્વેષ અને મોહાદિ આત્માના દોષનુ યથાર્થ સ્વરૂપ બતાવી પરમેશ્વરપણાની પ્રાપ્તિના પરમ સુખને દર્શાવી સિદ્ધ ભગવંતની ગતિ અને સ્થિતિનું સ્વરૂપ ઉત્તમ પ્રકારે બતાવ્યુ છે અને સિદ્ધ ભગવાનને નિરૂપમ સુખની સિદ્ધિ કેવી રીતે થાય છે ? એ વાત જણાવી તે પર શ્રદ્ધા રાખવાનુ કહી છેવટે આ મનુષ્ય ક્ષેત્રરૂપ પૃથ્વીને વિષે જીવ શુક્લ ધ્યાનરૂપ અગ્નિવડે કર્મરૂપી ઇંધણાને બાળી બ્રહ્મ નામથી પ્રસિદ્ધ એવા પરમ પદ-

મોક્ષની પ્રાપ્તિ કરે છે, એ વાત દર્શાવી છે. અને તે પછી ત્યાં આઠમા અધ્યાયની સમાપ્તિ સાથે આ વિવિધ તત્ત્વોના મહાન્ સાગરરૂપ ગ્રંથની સમાપ્તિ કરવામાં આવી છે.

ગ્રંથકર્ત્તા મહાનુભાવ હરિભદ્રસૂરિએ શ્રુત–આગમરૂપ મહાન્ સાગરમાંથી ઉદ્ધાર કરેલા આ ગ્રંથને એક બિંદુરૂપ ગણી તેનું નામ ધર્મબિંદુ આપેલું છે, પણ આ ઉપયોગી ગ્રંથ આધુનિક જૈન પ્રજાને એક વિવિધ જ્ઞાનનો મહાસાગર રૂપ થઇ પડે તેવો છે. આ મહાન્ ધર્મગ્રંથની અષ્ટાધ્યાયી જો મુક્તામણિની માલાની જેમ કંઠમાં ધારણ કરી રાખવામાં આવે તો તેનો અભ્યાસી યાવજ્જીવિત સદાચાર, સન્નીતિ અને સદ્ધર્મનો પરમ ઉપાસક બની પરિણામે પરમપદનો અધિકારી બને છે

આ પ્રમાણે ગૃહસ્થ અને યતિધર્મને વિસ્તારથી પ્રતિપાદન કરનારો આ ગ્રંથ સર્વ જૈનવર્ગને અતિ ઉપયોગી છે. ગ્રંથની યોજના એવી ઉત્તમ પદ્ધતીથી કરવામાં આવી છે કે, જે મનનપૂર્વક વાંચવાથી અધિકારી પોતાના અધિકાર પ્રમાણે સ્વકર્તવ્યના સ્વરૂપને સારી રીતે જાણી શકે છે. ઉપરાંત જૈનધર્મના આચાર, વર્ત્તન, નીતિ, વિવેક અને વિનયના શુદ્ધ સ્વરૂપ સાથે તત્ત્વોના રહસ્યને સારી રીતે સમજી શકે છે.

મુનિ અને ગૃહસ્થ એ દ્વિપુટી જો આ ગ્રંથને આદ્યંત વાંચે તો સ્વધર્મ–સ્વકર્તવ્યના યથાર્થ સ્વરૂપને જાણી પોતાની મનોવૃત્તિને ધર્મરૂપ કલ્પવૃક્ષની શીતળ છાયાની આશ્રિત કરી અનુપમ આનંદના સંપાદક બને છે. ગ્રંથ લેખનની શૈલી, અંદરના સિદ્ધાંત તથા પ્રાસાદિક ભાષા સર્વ શિષ્ટ જનોની પરમ સ્તુતિના પાત્ર હોઇ મનોબલ, મનોભાવ, અને હૃદયશુદ્ધિને વધારનારા છે, ટુંકામાં કહેવાનું કે, આ સંસારમાં પરમ શ્રેય માર્ગે જવી મોક્ષ પર્યંત સાધન પ્રાપ્ત કરવાની શુભ ભાવના ભાવનાર મુનિએ તેમજ ગૃહસ્થે મહાનુભાવ હરિભદ્રસૂરિની પ્રતિભાનો આ પ્રસાદ નિરંતર પ્રાપ્ત કરવા યોગ્ય છે.

આ ગ્રંથના કર્ત્તા મહાનુભાવ **હરિભદ્રસૂરિનો** ઇતિહાસ જૈન વર્ગમાં પ્રખ્યાત છે, તેથી તે વિષે વિશેષ લખવાની જરૂર નથી, તો પણ સંક્ષેપમાં કહેવાનું કે જૈન ધર્મના ધુરંધર પંડિતોમાં અગ્રગણ્ય એવા એ મહાનુભાવ વિક્રમના છઠ્ઠા સૈકામાં આ ભારતવર્ષને અલંકૃત કરતા હતા. તેઓ ચિતોડના રાજા જિતારિના પુરોહિત બ્રાહ્મણ હતા. સંસારી અવસ્થામાં પણ તેમનું નામ **હરિભદ્ર**જ હતું. તેમણે પોતાના કુલની પરંપરાના ધર્મ પ્રમાણે વેદ તથા વેદાંગનો સારો અભ્યાસ કર્યો હતો. તે સમયે આર્હત ધર્મના વિદ્વાન્ મુનિઓનો પ્રચાર તે દેશમાં થયા કરતો હતો. બ્રાહ્મણ હરિભદ્ર **યાકિની** નામની એક

સાધ્વીના મુખથી ગાથા સાંભળીને આશ્ચર્ય પામ્યા હતા તે પછી તે સાધ્વીની દ્વારા તે નગરમા રહેના જિનભટ્ટ નામના આચાર્યનો તેમને સમાગમ થઇ આવો હતો, તે વિદ્વાન સૂરિવરના સમાગમથી હરિભદ્ર આર્હત ધર્મના તત્ત્વો ઉપર તત્કાલ શ્રદ્ધાળુ થયા હતા અને તેજ વખતે તે આર્હતી દીક્ષાથી અલંકૃત થયા હતા થોડા સમયમાજ એ મહાનુભાવ જૈન આગમના પારગત થઇ સૂરિપદને પ્રાપ્ત થયા હતા

મહાનુભાવ હરિભદ્રસૂરિએ પોતાના ચારિત્ર જીવનમા આર્હત ધર્મની ઉન્નતિને માટે દુષ્કર કાર્યો કરેલા છે તેમના સમયમા ભારતવર્ષ ઉપર બૌદ્ધલોકો ગર્વ ધરીવિચરતા હતા, તેમનો તેમણે ભારે પરાભવ કર્યો હતો, મહાનુભાવ હરિભદ્રસૂરિના ઇતિહાસમા એક એવી વાત કહેવામા આવે છે કે, હ સ અને પરમહ સ નામના તે હરિભદ્રસુરિના બે ભાણેજ હતા, તેમને ગુરૂની આજ્ઞાથી તે સૂરિવરે દીક્ષા આપી હતી તેઓ પ્રમાણ શાસ્ત્રમા ઘણા પ્રવીણ થયા હતા તેમણે બૌદ્ધ મતના પ્રમાણ શાસ્ત્રોનો અભ્યાસ કરવાની ગુરૂ પાસે ઇચ્છા દર્શાવી હતી ભવિષ્યવેત્તા હરિભદ્રસૂરિએ આજ્ઞા આપી પણ તેનુ વિપરીત પરિણામ આવવાનુ જણાવ્યુ હતુ, છતા તેઓ ગુરૂને વિશેષ વિનતિ કરી ગયા હતા તેઓ વેષ બદલીને બૌદ્ધોની પાસે રહ્યા પણ છેવટે બૌદ્ધાચાર્યના જાણવામા આવ્યુ કે, ' આ જૈન સાધુઓ છે ' તેથી તેણે પોતાના ગુપ્ત સુભટોની પાસે તેમનો વધ કરાવ્યો હતો આ વાત હરિભદ્રસૂરિના જાણવામા આવતા તેમને ભારે ક્રોધ ઉત્પન્ન થયો અને પોતાની મત્ર શક્તિથી ચૌદસોને ચુમાલીશ શિષ્યોની સાથે બૌદ્ધાચાર્યને તેલની કઢામા હોમવાનો વિચાર કરી આરભ્યો હતા, પણ તેમના ગુરૂએ એ મુનિને અયોગ્ય એવા કામથી તેમને અટકાવ્યા હતા તે પછી તે માનસિક મહા પાપના પ્રાયશ્ચિત્તરૂપે તેમણે ચૌદસોને ચુમાલીશ ગ્રથો રચેલા છે, એમ કહેવાય છે તેઓમા અનેકાન્ત જયપતાકા, શિષ્યહિતા નામે આવશ્યકની ટીકા, ઉપદેશપદ, લલિત વિસ્તરા નામની ચૈત્યવદન વૃત્તિ, જબૂદ્વીપ સગ્રહિણી, જ્ઞાનપચક વિવરણ, દર્શનસપ્તતિકા, દશવૈકાલિકવૃત્તિ, દીક્ષાવિધિ પચાશક ધર્મબિદુ, જ્ઞાનચિત્રિકા, પચાશક, મુનિપતિ ચરિત્ર, લગ્નકુડલિકા, વેદબાહ્યતાનિરાકરણ, શ્રાવક ધર્મવિધિ પચાશક, સમરાદિત્ય ચરિત્ર, યોગબિદુ પ્રકરણ વૃત્તિ, યોગદષ્ટિ સમુચ્ચય ષટ્દર્શન સમુચ્ચય, પચસૂત્રવૃત્તિ, પચવસ્તુ-વૃત્તિ, અષ્ટક, ષોડશક, વગેરે મુખ્ય ગ્રથો છે પોતાના ઉત્તમ શિષ્યોના વિરહથી તે મહાનુભાવે પોતાના દરેક ગ્રથને છેડે પોતાની કૃતિની નિશાની દાખલ ' વિરહ ' શબ્દ મુકેલો છે, તેથી વિરહ શબ્દથી અકિત એવા તેમના ગ્રથો અદ્યાપિ તેમની કૃતિને સૂચવે છે તે સાથે પોતાની પ્રતિબોધક 'યાકિની' નામની સાધ્વીનુ નામ પણ ગ્રથને અતે તેણીના ધર્મપુત્ર તરીકે તેમણે સૂચવેલુ છે

આવા પ્રાતઃ સ્મરણીય અને વંદનીય મહાત્માએ સર્વ જૈન પ્રજાનો મહાન્ ઉપકાર કર્યો છે, તેમણે વધારેલી જ્ઞાન સમૃદ્ધિ વર્ત્તમાન કાલની જૈન પ્રજાના ધાર્મિક જીવનને સર્વ પ્રકારે સમૃદ્ધિવાન્ કરી સન્માર્ગનો ઉત્તમ ઉપદેશ આપે તેવી અદ્યાપિ વિદ્યમાન છે. એવા મહોપકારી મહાત્માને સહસ્ત્રવાર વંદન અને ધન્યવાદ ઘટે છે.

આ ધર્મબિંદુ ઉપર સુબોધકવૃત્તિ કરનાર મહાનુભાવ શ્રી મુનિચંદ્ર સૂરિનો સવિસ્તર ઇતિહાસ મલી શકતો નથી, તો પણ તેમના ગ્રંથોની પ્રશસ્તિ ઉપરથી એટલું જણાય છે કે તેઓ તપગચ્છમાં થયેલા દેવેંદ્ર ગણી (નેમિચંદ્રસૂરી) નાશિષ્ય હતા. ગાથાકોષ, તીર્થમાલા સ્તવ અને રત્નત્રય કુલક નામના ગ્રંથો અને આ ધર્મબિંદુની વૃત્તિ એટલી તેમની કૃતિ સાંપ્રતકાલે જોવામાં આવે છે. તે ઉપરાંત ઉદયપ્રભસૂરિને શ્રી નેમચંદ્રસૂરિએ રચેલા પ્રવચનસારોદ્ધાર ઉપર વિષય પદ વ્યાખ્યા નામની ટીકામાં સહાય આપનાર તરીકે પણ તેમનું નિર્મલ નામ દૃષ્ટિ માર્ગે આવે છે.

આ પ્રસગે કહેવું જોઇએ કે, ધર્મબિંદુ જેવા ઉત્તમ ગ્રંથનું ગૌરવ જે વિશેષ ઉપયોગી થયેલ છે, તે વૃત્તિકાર મુનિચંદ્રસૂરિને પૂર્ણ આભારી છે. તે મહાનુભાવે રચેલી વૃત્તિની અંદર કર્ત્તાના આશયના પૂર્ણ શુદ્ધ સ્વરૂપનું દર્શન થવા સાથે મૂલ વિષયના પોષકરૂપ બીજા અનેક વિષયોનો ઉત્તમ બોધ પ્રાપ્ત થાય છે. આ ગ્રંથનું ભાષાંતર મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજ તથા મુનિરાજ શ્રી ભક્તિવિજયજી મહારાજે આદ્યંત તપાસી જોઇ જોવા માટે તે બને મહાત્માઓનો અંતઃકરણપૂર્વક આભાર માનીયે છીયે.

આવા મૂળ ટીકા અને ભાષાંતર સાથેનો આ અપૂર્વ ગ્રંથ પ્રસિદ્ધ કરવાનો અમારો પ્રથમ પ્રયાસ હોવાથી, તેમજ આ ઉત્તમ ગ્રંથનું ભાષાંતર એક સારા વિદ્વાન્ લેખકની પાસે કરાવવામા આવ્યુ છે અને તેની શુદ્ધિને માટે યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે છતાં, છદ્મસ્થપણામાં સુલભ એવા પ્રમાદ તથા દૃષ્ટિદોષાદિ દોષને લઇને કે પ્રેસના દોષને લઇને મૂલ ટીકા કે અર્થમાં કાંઇ પણ સ્ખલના થઇ હોય તો મિથ્યા દુષ્કૃત પૂર્વક ક્ષમા માગીયે છીયે, અને વિનતિ કરીએ છીએ કે જો કાંઇ સ્ખલના નજરે પડે તો તે અમોને જણાવવા તસ્દી લેશો, જેથી બીજી આવૃત્તિ વખતે તે સુધારવામાં આવશે.

ભાવનગર.<br>
આત્માનંદ ભવન,<br>
ફાલ્ગુન શુક્લ તૃતીયા સંવત ૧૯૬૭<br>
આત્મ સંવત ૧૫. વીર સંવત ૨૪૩૭

પ્રસિદ્ધ કર્ત્તા.



## બીજી આવૃત્તિ સબંધી

# નિવેદન.

આ ગ્રથ મૂળ ટીકા અને બનેના ભાષાતર સાથે અમારા તરફથી સોળ વર્ષ પહેલા પ્રકટ કરવામા આવેલ હતો ઘણા વખતથી તે ગ્રથ બીલકુલ સિલીક ન હોવાથી, તેમજ દરમ્યાન આપણી વિજયવતી જૈન કોન્ફરન્સના અતર્ગતશ્રી એજ્યુકેશન બોર્ડ તરફથી ધાર્મિક શિક્ષણમા આ ગ્રથ દાખલ કરવામાં આવેલ હોવાથી તેની ઉપયોગીતામા વૃદ્ધિ થતા, જેમ બને તેમ વેલાસર આ બીજી આવૃત્તિ પ્રકટ કરવામા આવેલ છે આ ગ્રથ જૈન સમાજને કેટલો ઉપયોગી, છે તે પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામા વિસ્તારથી જણાવવામા આવેલ છે આ ગ્રથ સાધુ, સાધ્વી મહારાજ તેમજ શ્રાવક-શ્રાવિકા કોઇ પણ વ્યક્તિએ નિરતર અભ્યાસ કરવા યોગ્ય છે, તે તેના પઠન-પાઠનથી જ સિદ્ધ થઇ ચુકેલ છે પ્રથમ આવૃત્તિમા મૂળ અને ટીકા ભાષાતર સાથે બને દાખલ કરેલ પરતુ આ ગ્રથની ટીકા છપાઇ ગયેલ હોવાથી તેના અભ્યાસીઓની સુગમતા ખાતર મૂળ તથા તેનુ (ટીકા સહિતનુ) ભાષાતર આ બીજી આવૃત્તિમા પ્રસિદ્ધ કરવામા આવેલ છે અને સાથે વિષયાનુક્રમણિકા પણ આપેલ છે આ બીજી આવૃત્તિમા પ્રથમ મૂળ સૂત્ર તેની નીચે તેનુ ભાષાતર અને તેની નીચે વિશેષાર્થ તરીકે ટીકાનુ ભાષાતર આપવામા આવેલ છે

આ ગ્રથ તત્ત્વજ્ઞાન, આચાર, અને શિક્ષણ વગેરેની દૃષ્ટિએ ઉચ્ચત્તમ હોવાથી આ સભાના માનવતા વયોવૃદ્ધ પ્રમુખ કે જેઓ પ્રથમથીજ લાગણીયુક્ત આ સભાની સેવા કરી રહ્યા છે, તે શ્રીયુત મગનલાલભાઇ ઓધવજીએ કરેલ સભાદ્વારા શાસનસેવાની શુભ યાદગીરી માટે એક રકમ સભાના ધારા પ્રમાણે આપી સીરીઝ પ્રકટ કરવા જણાવેલ તે ઇચ્છા મુજબ આ ગ્રથ શ્રીયુત મગનલાલ ઓધવજીની સીરીઝ ગ્રથમાળા નબર ૧ તરીકે પ્રસિદ્ધ

થાય છે જેથી આ સભા તેઓને ધન્યવાદ આપે છે અને સાહિત્ય પ્રચારકના ઉત્તમ કાર્ય માટે ઉપદેશ આપનાર મુનિરાજ શ્રી **ચતુરવિજયજી મહારાજ** ( શ્રીમાન્ પ્રવર્ત્તકજી મહારાજ કાન્તિવિજયજી મહારાજના સુશિષ્ય ) નો પણ અમો આ સ્થળે આભાર માનવાની તક લઇએ છીયે. આ ગ્રંથના પ્રુફ તપાસવા અને તે વાંચી જવા માટે ભાઇ ફત્તેહચંદ ઝવેરભાઇનો આભાર માનવામાં આવે છે.

પ્રથમ આવૃત્તિના પ્રસ્તાવનામાં છેવટે અમોએ ક્ષમા માંગવા સાથે વિનંતિ કરી હતી કે આ ભાષાંતરમાં કાંઇ સ્ખલના હોય તો અમોને જણાવવી કે જેથી બીજી આવૃત્તિમાં સુધારો થઇ શકે, પરંતુ અત્યાર સુધીમાં કોઇ મહાશય શ્રી તરફથી તેવી સુચના નહિ થયેલ છતાં આ વખતે પણ ફરી નમ્રતા પૂર્વક જણાવીયે છીયે કે આ ગ્રંથમાં દૃષ્ટિદોષ, પ્રેસદોષ, કે કોઇ સ્થળે, કાંઇપણ સ્ખલના હોય તો મિથ્યા દુષ્કૃત પૂર્વક ક્ષમા માંગવા સાથે હવે પછી થનારી આવૃત્તિ માટે અમોને જણાવવા સુચના કરીયે છીયે કે જેથી તે સુધારવાનો પ્રયત્ન કરવામાં આવે.

ભાવનગર
આત્માનંદ ભવન.
આત્મ સં. ૩૧ ફાલ્ગુન શુક્લ અષ્ટમી
વીર સં. ૨૪૫૩ વીક્રમ સં. ૧૯૮૩

**પ્રસિદ્ધ કર્ત્તા.**





શ્રીયુત મગનલાલ ઓધવજી

ગ્રંથમાળા સંબંધી—

## બે બોલ.

આ શહેરના ખાનદાન કુટુંબના નબીરા અને આ સભાના માન્યવર પ્રમુખ શ્રીયુત મગનલાલ ઓધવજી એ આ સભાની કરેલી યથાયોગ્ય સેવાની યાદગિરી નિમિત્તે, તેમજ જૈનસાહિત્ય અને જ્ઞાનની અભિવૃદ્ધિ માટે પોતાના નામના સીરીઝ-(ગ્રંથમાળા) સભાના ધારા પ્રમાણે પ્રગટ કરાવવા માટે આ સભાને એક રકમ ભેટ આપવા જણાવવાથી આ ગ્રંથ **"શ્રી મગનલાલ ઓધવજી ગ્રંથમાળા"**ના પ્રથમ પુષ્પ તરીકે પ્રગટ કરવામા આવેલ છે શાસનસેવાની ઉત્તમ ભાવનાના શુભ ચિહ્ન તરીકે આવા ઉપયોગી ગ્રંથો પ્રસિદ્ધ કરી-કરાવી જ્ઞાનોદ્ધારના ઉચ્ચકાર્ય સાહિત્ય-સેવા કરવા માટે તે પ્રશંસનીય હોઇ, તેવો માર્ગ ગ્રહણ કરનાર શ્રીયુત મગનલાલભાઇ ખરેખર ધન્યવાદને પાત્ર છે

**પ્રસિદ્ધકર્ત્તા.**



શાહ મગનલાલ ઓધવજી
પ્રમુખ—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર

# શ્રીયુત મગનલાલ ઓધવજી શાહ

## ની

# સંક્ષિપ્ત જીવન રૂપરેખા.

→|(૦)|←

મનુષ્યજીવનમા કઇને કઇપણ અનુકરણ કરવા જેવુ હોય છે ઓછી વધતી ગમે તેવી મહત્તા પામેલ વ્યકિતમા તો તેવુ સ્વાભાવિક જણાય છે આ જીવનરેખાના નાયક શ્રીયુત મગનલાલભાઇનો જન્મ સુદર ભાવનાવાળા ભાવનગર શહેરમા સવત ૧૯૧૪ ના મહા વદી ૪ ના રોજ શ્રી વીશાશ્રીમાળી ઉચ્ચ વણીક જ્ઞાતિમા, શેઠ દેવજી જુઆના નામથી ઓળખાતા કુટુબમા શેઠ ઓધવજી ભીમજીને ત્યા માતુશ્રી કુવરબાઇની કુક્ષીએ થયો હતો પિતાને દગ પેઢીદર રૂનો વેપાર હતો શેઠ ઓધવજીભાઇને પાચ પુત્રો જેમા મગનલાલ ભાઇ સૌથી લઘુ હતા આખુ કુટુબ જેમ જ્ઞાતિમા ખાનદાન ગણાતુ હતું, તેમ કુળ પરંપરાએ પ્રાપ્ત થએલ જૈન ધર્મમા પણ શ્રદ્ધાવાન હતુ પિતએ તે વખતના જમાનાને જરૂરીયાત અને સાધન જેટલી સામાન્ય કેળવણી લીધેલી છતા, મગનલાલભાઇને લઘુ વયથીજ શિક્ષણ ઉપર પ્રેમ હોવાથી ક્રમે ક્રમે ચડતા, સવત ૧૯૩૬ ની સાલમા ઇંગ્રેજી સાતમા ધોરણ ( મેટ્રીક કલાસ ) મા પાસ થયા, ધાર્મિક જ્ઞાન પણ સામાન્યપણે લીધુ હતુ તે વખતે આટલો સ્કુલ અભ્યાસ અત્યારના એમ એ. જેટલો મહત્વવાળો ગણાતો હતો, કારણ કે આગળ વધવા માટે અત્રે કોલેજ જેવી ઉચ્ચ-કેળવણી લેવાની શાળા નહોતી આટલી કેળવણી

લીધા પછી સ્વાભાવિક રીતે વ્યાપાર ઉપર લક્ષ ન ચોંટ્યું તેથી ભાવનગર ગોંડલ સ્ટેટ રેલ્વેની નવીજ લાઇન શરૂ થયેલી તેમાં મગનલાલભાઇ રેલ્વેની સર્વીસમાં જોડાયા અને સ્ટોર ખાતામાં નિયુક્ત થયા. શ્રીયુત મગનલાલભાઇનું લગ્ન તેજ જ્ઞાતિના શાહ પાનાચંદ ગોબરની દીકરી ભાણીબાઇ વેરે સં. ૧૯૨૮ ની શાલમાં થયું. મગનલાલભાઇને ઝવેરભાઇ અને ભાઇચંદ એ બે પુત્રો તથા ત્રણ પુત્રીઓ પ્રાપ્ત થયા. મગનલાલભાઇ કેળવણી ઉપર પ્રેમ ધરાવનાર અને કેળવણી લીધેલ હોવાથી બંને પુત્રોને ઉંચી કેળવણી આપવા પ્રયત્ન કરવા લાગ્યા. મોટા પુત્ર ઝવેરભાઇએ મેટ્રીક થઇ કોલેજમાં પ્રીવીયસ કલાસ પસાર કરી, એલ. સી. ઇ. નો અભ્યાસ કરવા પુને ગયા. જ્યાં એલ. સી. ઇ. ની પરિક્ષામાં ઉંચા નંબરે પસાર થતાં વડોદરા સ્ટેટની નોકરીમાં ઇંજીનીયર ખાતામાં નીમાયા. જેમાં સારો ચાન્સ હોવા છતાં સ્વતંત્રતા અને વેપારને ઇચ્છનારા હોવાથી નોકરી છોડી, ઝવેરભાઇએ પૂર્વ હિંદમાં આવેલ કટક શહેરમાં રૂપાના દાગીના, રમકડાની પેઢી ખોલી. જ્યાં અમુક વર્ષ રહી સારી આવક થતાં જીંદગીની આશાએશ લેવા અને પોતાના વતનમાં રહી સામાન્ય ધંધો કરવાની ઇચ્છાથી તેને પણ છોડી ભાવનગર આવી રહ્યા. નાનાપુત્ર ભાઇચંદ ઇંગ્રેજી દવા વેચવાના વેપારમાં કુશળતા મેળવી સ્વતંત્ર દુકાન તે વેપાર માટે ખોલી. પોતાના સાહસિકપણાને લઇને તેમાં વધવા માટેના અનેક મનોરથો છતાં દૈવને ગમતું નહીં હોય તેથી નાની ઉમરમાં ભાઇ ભાઇચંદ સ્વર્ગવાસ પામ્યા, જેથી રા. મગનલાલભાઇને પોતાની જીંદગીમાં અસહ્ય દુઃખ આવી પડયું. થોડા વખત પહેલાં તેમના સુપત્નીનો વિરહ થયેલો તેની યાદ તાજી હતી તેમાં ભાઇ ભાઇચંદના યુવાન વયે અકાળ મૃત્યુથી મગનલાલભાઇને દુઃખમાં વધારો

થયો, છતા કુટુબના ઉતરી આવેલા ધાર્મિક સસ્કાર, ધર્મ સ્નેહી મિત્રમ ડળના સહવાસ-પોતાની સહનશીલતા-ધૈર્યતા વગેરે ગુણોએ ધર્મદ્રષ્ટિ સન્મુખ રાખી આવી પડેલ દુખમા ધર્ય ધર્યુ

ધર્મના સસ્કાર જન્મથી હોવા સાથે શિક્ષણ પ્રાપ્ત થયેલુ હોવાથી ધર્મની સેવા કરવાની ઇચ્છા મગનલાલ ભાઇને અહોનિશ થયા કરતી હતી જેવામા સ ૧૯૪૦ ની સાલમા અહિ જૈનધર્મ હિતેચ્છુ સભાની સ્થાપના વકીલ મુળચદ નથુભાઈ વગેરે ધર્મસ્નેહી મિત્રોના પ્રયત્નથી થતા, મગનલાલભાઇને તે સભાએ તેના મત્રીના સ્થાનપર નિમ્યા આ સભાના સભાસદો પૂર્ણ ઉત્સાહી, બુદ્ધિશાળી, કાર્યવાહક છતા વ્યવહારિક ધધામા મચેલા હોઇને ફુરસદ નહિ મળવાના પ્રસગથી આ સભાનુ કાર્ય મદ પડી ગયુ, પરતુ જેટલા વર્ષ આ મસ્થા રહી, તેટલો વખત બધુ મગનલાલભાઇએ તે જવાબદારીવાળા સ્થાન ઉપર પૂર્ણ રીતે તે સ્થાન સભાળ્યુ હતુ બધુ મગનલાલભાઇમા ધર્મ ગુરૂ પ્રત્યે અચળ પ્રેમ હતો, તેને લઇને સ ૧૯૪૫ ની સાલમા અહિ પ્રાતસ્મરણીય શ્રીમાન મુળચદજી ગણિ મહારાજનો સ્વર્ગવાસ થતા ઉકત ગુરૂરાજની અગ્નિસસ્કાર ભૂમિ ઉપર અત્રેના શ્રી સઘનો વિચાર ગુરૂભકિત નિમિત્તે ત્યા દેરી બનાવી પાદુકા પધરાવવાનો થયો, જેથી દેરી તૈયાર થતા શ્રીસઘનો આદેશ લઈ મગનલાલભાઇએ ગુરૂમહારાજની પાદુકાની પ્રતિષ્ઠા કરી, તેટલુજ નહિ, પરતુ તે ભકિત ચિરસ્મરણીય રહે તે માટે આ સભા તરફથી ઉકત મહાત્માની માગશર વદી ૬ ના રોજ જયતી ઉજવવામા આવે છે, તેમા રૂા ૨૫૦) સભાને તેના વ્યાજમાથી માગશર વદી ૬ કાયમ પૂજા ભણાવવા નિમિત્તે આપી ગુરૂભકિતમા વૃદ્ધિ કરી

ધર્મની સેવા કરવાની જીજ્ઞાસા પૂર્ણ થઈ નહોતી તેટલું જ નહિ પરંતુ હજીપણ તેવું સ્થાન પ્રાપ્ત થાય તો સેવા આપવી, તે ભાવના રા૦ મગનલાલભાઇમાં જાગતી હતી જેને જે જોઇએ તે ભાગ્યયોગે ઘણીવાર મળી જાય છે, તેમ સં. ૧૯૫૨ ના પ્રથમ જેઠ શુદિ ૭ ના રોજ પ્રાતઃસ્મરણીય શ્રીમદ્ વિજયાનંદસૂરિ આત્મારામજી મહારાજનો શહેર ગુજરાનવાલા પંજાબમાં સ્વર્ગવાસ થતાં, તે ગુરૂરાજના ભક્તે એ ગુરૂશ્રીનું નામ સ્મરણ જળવાઇ રહે અને ગુરૂભક્તિ કરતાં જૈન સમાજની સેવા થાય તેવું કાર્ય કરવાનો વિચાર થતાં, સંવત ૧૯૫૨ ના બીજા જેઠ શુદિ ૨ ના રોજ ગુરૂસ્મરણ નિમિત્તે શ્રી જૈન આત્માનંદ સભાની ભાવનગરમાં સ્થાપના કરી. રા. મગનલાલભાઇ પણ આ ગુરૂના ભક્ત હતા અને ગુરૂભક્તોના સ્નેહી હતા અને આગલી સેવા જાણીતી હતી, જેથી વકીલ મુળચંદ નથુભાઇ પ્રમુખ અને બંધુ મગનલાલભાઇને સેક્રેટરી પદે સ્થાપન કર્યા. લગભગ નવ વર્ષ સુધી આ સ્થાનપર રહી મગનલાલભાઇએ સભાની અગવડ કે મુશ્કેલીના પ્રસંગે આ સભાના પ્રમુખ મુળચંદભાઇની સાથે રહી બરાબર સેવા કરી સ્થાન શોભાવ્યું. પરંતુ કાળગતિ વિચિત્ર છે, તેની કોઇને ખબર પડતી નથી, તેમ આ સભાના પ્રમુખ મુળચંદભાઇનો સં. ૧૯૬૧ ની સાલમાં સ્વર્ગવાસ થયો, જેથી આ સભાનું મુખ્ય પદ અને જવાબદારીવાળુ સ્થાન કોને સોંપવું? તેનો સભાસદો વિચાર કરવા લાગ્યા, પરંતુ મગનલાલભાઇની પ્રૌઢવય, અડગ નિશ્ચય, સેવા કરવાના અભિલાષ અને જવાબદારી સંભાળવાનો અનુભવ પ્રત્યક્ષજ હતો, જેથી આ સભાના પ્રમુખસ્થાન ઉપર મગનલાલભાઇની નીમણુંક કરવામાં આવી, કે જે સ્થાન ઉપર હાલ પણ વયોવૃદ્ધ થયા છતાં સભાની સેવા કરી રહ્યા છે. તેઓના અમલમાં સભા ઉપર અનેક વિઘ્નો અને મુશ્કેલીઓ, અંદરઅંદરની

અનેક વખતની ખેચતાણો, કાર્યો માટે મતભેદો અને બહારના ન ઇચ્છવાયોગ્ય પ્રસગો અનેક વખત આવી ગયા છતા બધુશ્રી મગનલાલભાઈનો અનુભવ, પ્રૌઢતા અને હૃદયની સરલતા, અડગ નિશ્ચયપણુ, શિક્ષિતપણુ, સાચી હિમત, ધર્મશ્રદ્ધા, બુદ્ધિમત્તા તેમજ સભા પ્રત્યે અતઃકરણપૂર્વક પ્રેમ, લાગણી અને તેની ઉન્નતિ દિવસાનુદિવસ વધારે કેમ થતી જાય તેવી તીવ્ર આકાક્ષાને લઇને તે અવનવા પ્રસગોએ બરાબર અચળ રીતે ઉભા રહી પોતાનું પ્રમુખ તરીકેનુ સ્થાન શોભાવ્યુ છે, જો કે તેમની પૂર્ણ સહાય અને કાર્યવાહીમા તેમના જોડીયા ઉપપ્રમુખ શેઠ ગુલાબચદભાઇ આણદજીએ સભાના કાર્યોમા મુખ્યતાએ પ્રમુખ તરીકે પણ પૂર્ણ ભાગ તન મન ધનથી લીધો, અને આપ્યો છે અને આપે છે, પરતુ ઉપર મુજબ અગવડો વગેરે કટોકટીના પ્રસગોએ તો રા મગનલાલભાઈએ કેટલીક વખત સાહસિકતાથી, તેમજ કેટલીક વખત શાત રીતે, કેટલીક વખત સમય અને મનુષ્ય પ્રકૃતિઓ ઓળખી અડગ નિશ્ચયપણે રહી પ્રમુખસ્થાનેથી જે કાર્ય કર્યુ છે તે નિર્વિવાદપણે પ્રશસનીય છે મગનલાલભાઇ તદ્દન અલ્પ ભાષી, ( થોડા બોલા ) મૌન સેવાભાવી, જોઇએ તે વખતે બને ત્યા સુધી નહિ બોલનાર કે ઓછુ બોલનારા છતા ખરા વખતે સભાના હિત માટે તેઓ અડગ નિશ્ચય, અને હિમત સાથે મુશ્કેલીઓની સામે થઇ સભાની સેવા કરવામા પાછા હઠયા નથી, તેવા ઘણા પ્રસગોનો અનુભવ ઘણાઓને છે તેમના પ્રમુખસ્થાન પછી અત્યારસુધી ગુરૂકૃપાથી, સભાસદોના પૂર્ણ પ્રેમથી કાર્યવાહકોની નિઃસ્વાર્થતાથી, ગમે તેનાથી કહો પણ આ સભાની દિવસાનુદિવસ ઉન્નતિ થતી ગઈ છે, થતી જાય છે, તેના માનમા પણ રા મગનલાલભાઇનો હિસ્સો છે, એમ આનદપૂર્વક કહી શકાય

આટલા વર્ષો સુધી જૈન સમાજની આ સભા દ્વારા સેવા કરી અતર્ગત ગુરૂભક્તિ પણ કરી છે, તેની શુભ યાદ

ગીરી કોઇપણ રીતે જળવાઇ રહે એમ કેટલાક સભાસદ બંધુઓએ ( શ. મગનલાલભાઇ પ્રત્યે માન હોવાથી ) મગનલાલભાઇને તે જણાવતાં, કુદરતી તેમના હૃદયમાં પણ તે વસેલું હોય, તેમ તેવા સંયોગમાં વઢવાણ કાંપમાં બિરાજતા પ્રવર્તકજી મહારાજશ્રી કાંતિવિજયજી મહારાજ અને મુનિરાજશ્રી ચતુરવિજયજી મહારાજના દર્શનનો લાભ લેવા કેટલાએક સભાસદો ગયા, જેમાં શ્રીયુત મગનલાલભાઇ સાથે હતા, ત્યાં આ વાત ઉદ્ભવતાં ઉક્ત મહાત્માને મગનલાલભાઇએ તે માટે શું કરવું તેમ વિનંતિ કરતાં, જૈન સાહિત્ય પ્રકાશ–જ્ઞાનોદ્ધારના કાર્યને માટે કે જે કાર્ય કરતાં સભામાં તેમની સેવાનું સ્થાન કાયમ જળવાઇ રહે તેવું ( સીરીઝ ) પ્રકાશ કરવા માટે એક રકમ સભાના ધારા પ્રમાણે આપવા બંધુ મગનલાલભાઇને સભાસદોએ વિનંતિપૂર્વક જણાવ્યું, જેના જવાબમાં હકાર થવાથી સભાએ બહુજ આનંદ સાથે તે સ્વીકાર્યું અને તે સીરીઝના પ્રથમ ગ્રંથ તરીકે ગૃહસ્થના સામાન્ય અને વિશેષ ધર્મ વિગેરેને નિરૂપણ કરનાર શ્રીમદ્ હરિભદ્રસૂરિ મહારાજકૃત આ " ધર્મ બિન્દુ ગ્રંથ " શ. મગનલાલભાઇનો સભા સાથેના જોડાયેલ નિકટ સંબંધ અને સેવાની યાદ તરીકે પ્રકટ કરવામા આવેલ છે. શ. મગનલાલભાઇ જાતિ ભોગ આપી જેમ અનેક વર્ષો થયાં સભાની સેવા કરી રહ્યાં છે, તેમ સ્વકમાઇવડે મળેલ ઉત્તમ લક્ષ્મીનું સાર્થક પણ આ જ્ઞાનોદ્ધારનું કાર્ય કરી કરેલ છે. જે માટે તેઓને ખરેખર ધન્યવાદ આપવામાં આવે છે. ધર્મ પ્રેમ સિવાય આવી રીતે લક્ષ્મીનો સદ્વ્યય થઇ શકતો નથી બંધુ મગનલાલભાઇ નિરંતર આવી રીતે મળેલ લક્ષ્મીનો વિશેષ વિશેષ પ્રકારે ધર્મ માર્ગમાં વ્યય કરે અને દીર્ઘાયુષી થઇ સભા દ્વારા સમાજની સેવા વિશેષ કરે તેમ અંતિમ પ્રાર્થના કરીએ છીએ

પ્રસિદ્ધ કર્તા

# વિષયાનુક્રમણિકા.

## પ્રથમ અધ્યાય

(પા૦ ૧ થી પા૦ ૪૮)

( ગૃહસ્થધર્મવિધિ. )

# तृतीय अध्याय.

( પા. ૧૦૦ થી પા૦ ૧૯૮ )

( गृहस्थधर्मविधि. )

## चतुर्थ अध्याय.

( પા૦ ૧૭૯ થી પા૦ ૨૦૭ )

( यतिविधि )

---

## અષ્ટમ અધ્યાય.

( પા. ૩૧૭ થી પા. ૩૪૫ )

( તીર્થંકર પદ પામવા વિષેનું વર્ણન. )

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| १९ | २२ | मान्मव्य | मयान्मध्य |
| २७ | ११ | મતા | મતી |
| ૩૫ | २१ | અતિશે | અતિશય |
| ९३ | २४ | पच्चे | पँचे |
| ,, | ,, | सवर्पो | सर्वेषा |
| ९६ | २ | स्मृत | वृत |
| ૧૦૯ | ૩ | એનુમો–નારૂપ | અનુમોદનારૂપ |
| ૧૩૫ | ૧૮ | શાથે | સાથે |
| ૧૪૪ | ૧૩ | મોખર્ય | મૌખર્ય |
| १७१ | १४ | चित | चित्र |
| १७९ | ८ | कामदुधा | कामदुघा |
| २८६ | ८ | વળ | કેવળ |
| २९७ | १७ | तद्दुक्त– | तद्युक्त– |
| ૩૦૫ | ૧૯ | બ્પાપાર | વ્યાપાર |
| ३०६ | ६ | परिज्ञुद्धाराधनेति | परिशुद्धाराधनेति |
| ३२३ | २८ | धीतराग | वीतराग |



# આ સભા તરફથી બહાર પડેલા ઉત્તમોત્તમ ગુજરાતી પુસ્તકો.



| | | |
|---|---|---|
| ૧ | શ્રી જૈનતત્ત્વાદર્શ (શાસ્ત્રી) | ૫-૦-૦ |
| ૨ | નવતત્ત્વનો સુંદર બોધ | ૦-૧૦-૦ |
| ૩ | જીવવિચાર વૃત્તિ | ૦-૬-૦ |
| ૪ | જૈનધર્મ વિષયિક પ્રશ્નોત્તર | ૦-૮-૦ |
| ૫ | જૈનતત્ત્વસાર મૂળ તથા ભાષાંતર | ૦-૬-૦ |
| ૬ | દંડક વિચાર વૃત્તિ મૂળ. અવચૂરિ | ૦-૮-૦ |
| ૭ | નયમાર્ગદર્શક | ૦-૧૨-૦ |
| ૮ | હંસવિનોદ ( શાસ્ત્રી ) | ૦-૧૨-૦ |
| ૯ | કુમાર વિહાર શતક, મૂળ અવચૂરિ અને ભાષાંતર સાથે ( શાસ્ત્રી ) | ૧-૮-૦ |
| ૧૦ | પ્રકરણ સંગ્રહ | ૦-૪-૦ |
| ૧૧ | નવ્વાણું પ્રકારી પૂજા અર્થ સહિત | ૦-૮-૦ |
| ૧૨ | આત્મવલ્લભ સ્તવનાવલી | ૦-૬-૦ |
| ૧૩ | મોક્ષપદ સોપાન | ૦-૧૨-૦ |
| ૧૪ | પ્રશ્નોત્તર પુષ્પમાલા ( શાસ્ત્રી ) | ૦-૧૪-૦ |
| ૧૫ | શ્રાવક કલ્પતરૂ | ૦-૬-૦ |
| ૧૬ | આત્મપ્રબોધ ગ્રંથ ( શાસ્ત્રી ) | ૨-૮-૦ |
| ૧૭ | આત્મવલ્લભ પૂજા સંગ્રહ | ૧-૮-૦ |
| ૧૮ | જંબુસ્વામી ચરિત્ર | ૦-૮-૦ |
| ૧૯ | જૈન ગ્રંથ ગાઇડ ( ગુજરાતી ) | ૧-૦-૦ |
| ૨૦ | તપોરત્ન મહોદધિ ભાગ ૧-૨ તમામ તપ વિધિ સાથે | ૧-૦-૦ |
| ૨૧ | સમ્યક્ત્વ સ્તવ | ૦-૪-૦ |
| ૨૨ | ચંપકમાળા ચરિત્ર | ૦-૮-૦ |
| ૨૩ | શ્રી સમ્યક્ત્વ કૌમુદી | ૧-૦-૦ |
| ૨૪ | પ્રકરણ પુષ્પમાલા બીજું | ૦-૮-૦ |
| ૨૫ | અનુયોગદ્વાર સૂત્ર | ૦-૮-૦ |
| ૨૬ | અધ્યાત્મમત પરીક્ષા | ૦-૪-૦ |
| ૨૭ | ગુરૂગુણ છત્રીશિ | ૦-૮-૦ |
| ૨૮ | શ્રી શત્રુંજય મહા તીર્થ સ્તવનાવલી | ૦-૫-૦ |
| ૨૯ | જ્ઞાનામૃત કાવ્યકુંજ. (જ્ઞાનસાર અષ્ટક ગદ્ય, પદ્ય. અનુવાદ સહિત ) | ૦-૧૨-૦ |
| ૩૦ | શ્રી ઉપદેશ સપ્તતિકા | ૧-૦-૦ |
| ૩૧ | સંબોધ સિત્તરી | ૧-૦-૦ |
| ૩૨ | ગુણમાલા (પંચપરમેષ્ઠિના ૧૦૮ ગુણનું વર્ણન અનેક કથાઓ સહિત ) | ૧-૮-૦ |
| ૩૩ | સુમુખનૃપાદિ કથા | ૧-૦-૦ |
| ૩૪ | આદર્શ સ્ત્રી રત્નો | ૧-૦-૦ |
| ૩૫ | શ્રી નેમનાથ ચરિત્ર. | ૨-૦-૦ |
| ૩૬ | શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૧ લો | ૨-૦-૦ |
| ૩૭ | શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૨ જો | ૨-૮-૦ |
| ૩૮ | શ્રી દાન પ્રદીપ | ૩-૦-૦ |
| ૩૯ | શ્રી નવપદજી પૂજા અર્થ ફૂટનોટ સહિત | ૧-૪-૦ |
| ૪૦ | શ્રી કાવ્ય સુધાકર | ૨-૮-૦ |
| ૪૧ | શ્રી ધર્મરત્ન પ્રકરણ | ૧-૦-૦ |
| ૪૨ | શ્રી આચારોપદેશ (રેશમી પાકું કપડાનું બાઈંડીંગ ) | ૦-૮-૦ |
| ૪૩ | કુમારપાળ પ્રતિબોધ. | ૩-૧૨-૦ |
| ૪૪ | ધર્મબિન્દુ (આવૃ. બીજી) | ૨-૦-૦ |
| ૪૫ | શ્રી પંચપ્રતિક્રમણ અર્થ સહિત | ૧-૧૨-૦ |
| ૪૬ | આત્મવિશુદ્ધિ | ૦-૬-૦ |
| ૪૭ | શ્રી પ્રભાવક ચરિત્ર | છપાય છે. |
| ૪૮ | શ્રી વિમલનાથ ચરિત્ર | „ |

લખોઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.




# धर्मबिंदुप्रकरण ।



## प्रथमः अध्याय ।

प्रणम्य परमात्मानं समुद्धृत्य श्रुतार्णवात् ।
धर्मबिंदु प्रवक्ष्यामि तोयबिंदुमिवोदधेः ॥ १ ॥

મૂલાર્થ—શ્રીઅર્હંત પરમાત્માને પ્રણામ કરી સમુદ્રમાંથી જલબિંદુની જેમ શાસ્ત્ર-સિદ્ધાંતરૂપી સમુદ્રમાંથી ધર્મનો બિંદુ (લેશ) ઉદ્ધાર કરી આ ધર્મબિંદુ પ્રકરણ નામનો ગ્રંથ કહીશ.

ટીકાર્થ—શુદ્ધ ન્યાયને અનુસરીને જેઓએ સદ્રૂપ જ્ઞાનાદિ સંપત્તિને સ્વાધીન કરી છે અને જેઓ પરમપદ-મોક્ષપદમાં રહેલા છે એવા શ્રી જિનપ્રભુ[1]-તીર્થંકર ભગવંતને નમસ્કાર હો ૧

મહાન્ શાસ્ત્ર-સિદ્ધાંતરૂપ સમુદ્રના જળનું પાન કરી પોતાના સ્વરૂપને અતિ પુષ્ટ અને ગંભીર કરેલું છે એવા જે પ્રાચીન આચાર્યરૂપી મેઘોએ આ જગતને સત્વર તાપ રહિત કરેલું છે, તે આચાર્યરૂપ મેઘ હમેશા જયવંત થાઓ ૨

---

૧ અહીં ટીકાકારે જિનપ્રભ નામના પોતાના ગુરુનું નામ સૂચવી તેમને પણ અંતર નમસ્કાર સૂચવ્યો છે

સજ્જન પુરૂષ, જેના નામનું સ્મરણરૂપ દિવ્ય અંજન પોતાના ચિત્તરૂપી ચક્ષુમાં આંજવાથી શુદ્ધ અવલોક–પ્રકાશને પ્રાપ્ત કરી, નિર્મલ બુદ્ધિ સહિત હૃદયરૂપી ભૂમિના મધ્ય ભાગમાં નિમગ્ન થઇ ગયેલા ગંભીર અર્થવાળા પ્રવચનરૂપ રત્નના ભંડારને તત્કાળ જોઇ શકે છે, તે ભારતી દેવી ( શ્રીપરમાત્માની વાણીરૂપ સરસ્વતી ) નું હું સ્તવન કરૂં છું. ૩

હું મારા બોધ પ્રમાણે, ભવ્ય જનના ઉપકારને અર્થે જેમાં સારરૂપ પદ (નિશ્ચયાત્મક વાકય)ના લેશ ભાગ ઘણા વિરલ[1] કરેલા છે એવા આ **ધર્મબિંદુ પ્રકરણ** નામના ગ્રંથ ઉપર ટીકા કરૂં છું. ૪

**પ્રણમ્ય**—એટલે પ્રકર્ષવડે નમસ્કાર કરીને અર્થાત્ કાયાથી વંદન, વાણીથી સ્તવન અને મનથી ચિંતવન–એવા શ્રેષ્ઠ કાયા, વાણી અને મનના વ્યાપારના વિષયમાં પરમાત્માનું મનન કરીને, **પરમાત્મા** શબ્દનો અર્થ એવો છે કે પરમ–શ્રેષ્ઠ એવો આત્મા તે પરમાત્મા કહેવાય. આત્માનો અર્થ એવો છે કે, अतति કેતાં નિરંતર અન્ય અન્ય પર્યાયને પ્રાપ્ત થાય તે **આત્મા** એટલે જીવ કહેવાય છે. તે આત્મા–જીવ **પરમ** અને **અપરમ** એવા બે પ્રકારનો છે. તેમાં જે પરમાત્મા તે કેવલી–સિદ્ધ–અર્હંત, અને અપરમાત્મા તે સંસારીજીવ. જે પરમાત્મા છે તે સમગ્ર કર્મરૂપ મલનો નાશ કરવાથી પ્રાપ્ત થયેલા શુદ્ધજ્ઞાન–કેવલજ્ઞાનના બલથી લોકાલોકને જોનારા છે, જે આ જગતના પ્રાણીઓનાં ચિત્તને સંતોષનું કારણ છે, ઈંદ્રાદિક ઉત્તમ દેવતાઓના સમૂહ જેમને અષ્ટ પ્રાતિહાર્યરૂપ પૂજાનો ઉપચાર કરે છે, અનંતર સર્વ ભવ્ય પ્રાણીઓની પોતપોતાની ભાષામાં પરિણામ પામતી વાણીથી સમકાલે તેઓના (પ્રાણીઓના) અનેક સંશયોને જેઓ છેદી નાંખે છે, પોતાના વિહારરૂપ પવનના પ્રસારથી સર્વ પૃથ્વીપર પથરાએલા પાપરૂપ રજોરાશિને જે દૂર કરે છે, અને જે **સદાશિવ** વગેરે શબ્દોથી બોલાવાય છે એવા ભગવંત

[1] આ ગ્રંથ સૂત્રાત્મક છે તેથી સૂત્રમાં ઘણાં વિરલ પદ આવે તે માટે ટીકાની આવશ્યકતા છે એમ ટીકાકારનો આશય છે.

શ્રીઅર્હંત તેજ પરમાત્મા છે, અને તેનાથી અન્ય–જુદો તે અ પરમાત્મા સસારી જીવ છે એથી અહીં પરમાત્માને અપરમાત્માથી (સસારીથી) જુદા પાડી પ્રણામ કરીને શુ કરવાનુ છે ? તે કહે છે– સમુદ્ધૃત્ય એટલે સમ્યક્ પ્રકારે જે ઉદ્ધાર કરવાના સ્થાનરૂપ શાસ્ત્રો છે તેમા જે ઘટતુ હોય, અવિરૂદ્ધ હોય તે તેમાથી જુદુ કરીને, તે ક્યાથી ઉદ્ધાર કરીને ? તે કહે છે–શાસ્ત્રરૂપ સમુદ્રમાથી એ શાસ્ત્રરૂપ સમુદ્ર અનેક પ્રકારની ભગી–રચનારૂપ ભમરીઓથી ગહન છે, અતિ વિશાલ સપ્તનયરૂપ મણિમાલાથી આકુલ વ્યાકુલ છે અને મદબુદ્ધિરૂપ વહાણવાલા જતુઓના સમૂહને અતિ દુસ્તર છે, એવા આગમરૂપ સમુદ્રમાથી ઉદ્ધાર કરી આ ધર્મબિદુ નામનુ પ્રકરણ કે જેના લક્ષણ આગલ કહેવામા આવશે એવા ધર્મના અવયવ–અશ (બિદુ) ને પ્રતિપાદન કરવામા તત્પરપણાને લીધે પોતાના ધર્મબિદુ એવા નામને યથાર્થ કરનારા ગ્રથને હુ કહીશ કોની જેમ ઉદ્ધાર કરીને ? તે કહે છે દુગ્ધોદધિ વગેરે જલરાશિ–સમુદ્રમાથી ઉદ્ધાર કરી જલબિદુની જેમ આ ધર્મબિદુ પ્રકરણને જલબિદુનુ ઉપમેય કહેલુ છે તે સૂત્રના સક્ષેપની અપેક્ષાએ છે અન્યથા જો તેના અર્થની અપેક્ષા લઇએ તો જેમ ઘડા વગેરેના જલમા ટપૂરના જલનુ બિદુ નાખવાથી તે બધા જલમા વ્યાપી જાય છે, તે ન્યાયે આ ધર્મબિદુ પ્રકરણની સર્વ ધર્મશાસ્ત્રમા વ્યાપકતા રહેલી છે, માટે તે સૂત્રરૂપે સક્ષિપ્ત છે અને અર્થરૂપે વિસ્તારપણે વ્યાપક છે

અહીં ‘ પરમાત્માને પ્રણામ કરીને ’ એ વાક્યથી વિઘ્નોને નાશ કરવામા હેતુરૂપ શાસ્ત્રમૂલક મગલાચરણ કહેલુ છે, કારણ કે પરમાત્માને કરેલો પ્રણામ સર્વ જાતના વિઘ્નસમૂહને મૂલમાથી ઉન્મૂલન કરનાર છે, તેથી ભાવ મગલરૂપ છે ‘હુ ધર્મબિદુ કહીશ’ એ વાક્યથી અભિધેય કહેલ છે, કારણકે આ ગ્રથમા ધર્મનો લેશમાત્ર કહેવામા આવશે. તેના સામર્થ્યથી અભિધાન અને અભિધેય લક્ષણ સબધ થાય છે, એટલે અહીં ધર્મબિદુ અભિધેય છે અને વચન રૂપને પ્રાપ્ત થયેલુ આ પ્રકરણ અભિધાન છે અનતર જે પ્રાણીઓ ઉપર અનુગ્રહ થાય તે ગ્રથકારનુ પ્રયોજન છે અને આ પ્રકરણના અર્થની પ્રાપ્તિ થાય તે શ્રોતાનુ પ્રયોજન છે પરપરાએ તો બન્નેને

મોક્ષ થવારૂપ પ્રયોજન છે, કારણકે કુશલતાના આચરણનું મુખ્ય ફલ નિર્વાણજ છે, અને એથીજ ‘ હું ધર્મબિંદુને કહીશ ’ એમ કહ્યું છે. ૧

બીજા અને ત્રીજા શ્લોકથી ગ્રંથકાર ધર્મનો હેતુ, ધર્મનું સ્વરૂપ અને ધર્મનું ફલ કહેવા ઇચ્છે છે. તેમાં ‘ બુદ્ધિમાન પુરૂષોના આરંભો ફલપ્રધાન હોય છે ’ એમ ધારી પ્રથમ ધર્મનું ફલ દર્શાવી તે પછી ધર્મના હેતુની શુદ્ધિદ્વારા ધર્મનું સ્વરૂપ દર્શાવે છે.

**धनदो धनार्थिनां प्रोक्तः कामिनां सर्वकामदः ।**
**धर्म एवापवर्गस्य पारंपर्येण साधकः ॥ २ ॥**

**મૂલાર્થ—ધર્મ, ધનની ઇચ્છાવાલાને ધન આપનારો છે, કામ–ઇંદ્રિયોના વિષયની ઇચ્છાવાલાને કામ–ઇંદ્રિયોના વિષય આપનારો છે અને પરંપરાએ મોક્ષને સાધનારો છે. ૨**

**ટીકાર્થ**—ધર્મ ધનને આપનારો છે. ધન એટલે ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, સેવક, પશુ વગેરે અથવા હિરણ્ય ( કુંદન ), સુવર્ણ, મણિ, શંખ, શિલા ( છીપ ), પ્રવાલા વગેરે, તેમજ કુબેરની સમૃદ્ધિની સાથે સ્પર્ધા કરનાર, તીર્થોપયોગનું ફલ–તેને આપનારો તે. જો ધનના અર્થી એટલે ‘ ધન સિવાય ગૃહસ્થને કાંઇ નથી ’ એવી બુદ્ધિથી ધનવિષયમાં અધિક સ્પૃહાવાલા, એવા પુરૂષોને તે ધર્મ ધન આપનારો છે, એમ શાસ્ત્રોમાં નિરૂપણ કરેલું છે–એમ ઉત્તર પદની સાથે સંબંધથી જાણવું. વલી તે ધર્મ કામી એટલે કામની સ્પૃહાવાલા પ્રાણીઓને કામ આપનારો છે. કામ–ઇચ્છા કરાય તે કામ કહેવાય, અર્થાત્ મનોહર, અક્લિષ્ટ પ્રકૃતિવાલા પરમ વિનોદ આપનારા અને પરિણામે સુંદર એવા શબ્દ, રૂપ, રસ, ગંધ તથા સ્પર્શરૂપ ઇંદ્રિયાર્થ ઇંદ્રિયોના વિષય–સર્વ એવા ઇંદ્રિયોના વિષયને આપનારો છે. આ પ્રમાણે ધર્મનું ઇહલોક સંબંધી અભ્યુદયફલ કહીને હવે ધર્મનું મોક્ષફલ કહે છે. તે ધર્મજ અર્થાત્ બીજું કોઈ નહીં–તે અપવર્ગ એટલે જન્મ, જરા, મરણ વગેરે દોષોને ઉચ્છેદ

કરનાર મોક્ષનો પરંપરાથી સાધક છે અહીં પરંપરાથી એટલે અવિરતિસમ્યગ્દષ્ટિ નામના ચોથા ગુણસ્થાન વગેરેમા આરોહણ કરવાથી અથવા અનુક્રમે સુદેવત્વ અને મનુષ્યત્વાદિ પ્રાપ્ત કરીને એમ જાણવુ જેમ સૂત્રનો પિંડ પોતે પરિણામી (ઉપાદાનવાળા) કારણ ભાવને પામી વસ્ત્રરૂપે થાય છે તેમ ધર્મ પરંપરાએ પરિણામી પોતે મોક્ષરૂપે થાય છે ૨

वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम् ।
मैत्र्यादिभावसंयुक्तं तद्धर्म इति कीर्त्यते ॥ ३ ॥

**પરસ્પર વિરોધ ન આવે તેવા શાસ્ત્રોક્ત પ્રમાણવાલા યથાર્થ વચનથી જણાવેલુ અને મૈત્રી વગેરે ભાવનાથી યુક્ત એવુ જે અનુષ્ઠાન તે ધર્મ કહેવાય છે. ૩**

કહેવામા આવે તે **વચન** અર્થાત્ શાસ્ત્ર તેથી એટલે તે શાસ્ત્રના વચન અનુસરીને જે અનુષ્ઠાન અહીં 'જે' એટલે એવુ અદ્યાપિ વિશેષ અનુષ્ઠાન નિરૂપણ કર્યું નથી એવુ કારણ કે આલોક અને પરલોકની અપેક્ષા કરીને હેય (ત્યાજ્ય) અને ઉપાદેય (ગ્રાહ્ય) એના અર્થ કે જેના લક્ષણ આ શાસ્ત્રમા કહેવામા આવશે, તેમની ત્યાગ અને ગ્રહણમા પ્રવૃત્તિ છે, તેવુ અનુષ્ઠાન તે **ધર્મ** કહેવાય છે એમ ઉત્તર પદનો સબંધ છે તે શાસ્ત્રવચન કેવુ છે ? અવિરુદ્ધ (વિરોધ વગરનુ) છે એટલે જેના લક્ષણ આગળ દર્શાવાશે એવા કષ, છેદ અને તાપ ઇત્યાદિ સુવર્ણના જેવી પરીક્ષામા પસાર થયેલુ છે તે અવિરુદ્ધ વચન શ્રી જિન ભગવતે પ્રરૂપણા કરેલુ વચન છે કારણકે તેનુ નિમિત્ત શુદ્ધ છે વચનનો વક્તા તે અતરગ નિમિત્ત કહેવાય છે જે નિમિત્ત-વક્તા રાગ, દ્વેષ અને મોહ આધીન હોય તે નિમિત્ત અશુદ્ધ ગણાય છે, કારણકે તેવા અશુદ્ધ નિમિત્તથી વિતથ-મૃષા વચનની પ્રવૃત્તિ થાય છે તેવી અશુદ્ધિ શ્રી જિન ભગવત જેવા નિમિત્તમા હોયજ નહીં, કારણકે જો તેની અશુદ્ધિ હોય તો જિનશબ્દને વિરોધ આવે અને રાગ, દ્વેષ, મોહરૂપ અતરગ શત્રુઓને જિતે તે જિન એ વ્યુત્પત્તિનો અર્થ ઘટશે નહીં

વળી તપન એટલે તપાવનાર, દહન એટલે બાળનાર–એ શબ્દો જેમ અન્વર્થ–સાર્થક છે તેમ એ જિન શબ્દ પણ છે, તેથી તે જિન સિવાયના બીજા પુરૂષોનું વચન અવિરૂદ્ધ ન કહેવાય, કારણકે નિમિત્ત–વક્તાની અશુદ્ધિ છે. જે વક્તા છે તે રાગ દ્વેષથી ભરપૂર છે; માટે તેનું વચન અપ્રમાણ છે, કારણકે કાર્ય કારણના સ્વરૂપને અનુસરે છે એટલે જેવું કારણ તેવુંજ કાર્ય થાય છે. તેથી દુષ્ટ કારણથી આરંભેલું કાર્ય અદુષ્ટ થતું નથી. લીંબડાના બીજમાંથી કદાપિ સેલડી થાયજ નહીં. જો એમ ન લઇએ તો પછી કારણની વ્યવસ્થાનો નિયમ વિરામ પામવાનો પ્રસંગ આવે.

અહીં શંકા કરે કે કોઇ અન્યદર્શની રાગાદિ દોષે સહિત છતાં અવિરૂદ્ધ વચન બોલે છે તેનું કેમ ? ઉત્તર કે, તે અન્યદર્શની પોતાની સ્વેચ્છા પ્રમાણે બોલવાને પ્રવર્ત્તેલો હોય છે પણ ઘુણાક્ષર ન્યાયે કોઇ ઠેકાણે તેનામાં અવિરૂદ્ધ વચન દેખાય છે અથવા કોઇ માર્ગાનુસારી બુદ્ધિવાલા પુરૂષમાં તેવું અવિરૂદ્ધ વચન જણાય છે, તે પણ શ્રી જિનપ્રણીત વચન છે એમ જાણવું, કારણકે અવિરૂદ્ધ વચનનું મૂલ શ્રી જિનેંદ્ર ભગવંત છે. કદિ કહેશો કે જે અપૌરુષેય એટલે નિરંજન નિરાકાર ઈશ્વિરનું વચનછે તે અવિરૂદ્ધ હશે તે પણ અઘટિત છે, કારણકે તેને **અપૌરુષેય** કહેવામાંજ તેના સ્વરૂપના લાભનો અભાવ થાય છે. **વચન** એટલે બોલવું, તેનું સ્વરૂપ પુરૂષના વ્યાપારને અનુસરીને રહેલું છે. પુરૂષની વાણીની ક્રિયા જે તાલવું, હોઠ, વગેરેના વ્યાપારરૂપ છે તેના અભાવે વચનજ શી રીતે ઉચ્ચરી શકાય ? એવું અપૌરુષેય વચન કોઇ કાળે પણ ધ્વનિથી ઉપલબ્ધ થાય નહીં. કોઇ ઠેકાણે પુરૂષ દેખાતો ન હોય અને વચન સંભલાય છે, તે અદષ્ટપણે રહેલા પણ વચન બોલતા એવા પિશાચાદિકનું વચન હોય છે, પણ તે આશંકાની નિવૃત્તિના પ્રમાણથી ભાવિત થઇ શકે છે. તે પ્રમાણે માની લીધેલા અપૌરુષેય વચનથી સજ્જન પુરૂષોની પ્રવૃત્તિ નિશ્ચય પૂર્વક કેમ થાય ?

વળી કેવું અનુષ્ટાન–આચરણ ધર્મ કહેવાય ? તે કહે છે–યથોદિત એટલે કાલાદિકની આરાધનાને અનુસારરૂપ પ્રકારવડે તે

અવિરૂદ્ધ વચન-શાસ્ત્રમાજ પ્રતિપાદન કરેલુ, અન્યથા એ પ્રવૃત્તિ કરવામા તે સિદ્ધાતનુ દ્વેષિપણુ જ પ્રાપ્ત થાય અને જ્યારે દ્વેષિપણુ થાય એટલે ધર્મ ન કહેવાય તે વિષે કહ્યુ છે કે " જે જડ પુરૂષ શાસ્ત્ર વિરૂદ્ધ આચરણુ કરે તે નિયમથી શાસ્ત્રનો દ્વેષી થાય છે, અર્થાત્ શાસ્ત્રોક્ત ધર્મનો દ્વેષી થાય છે, કારણકે શાસ્ત્રના અર્થનુ ઉદ્ઘ ઘન કરીને તે વિરૂદ્ધ અર્થથીજ પ્રવર્ત્તે છે "

વળી કેવુ અનુષ્ઠાન ધર્મ કહેવાય ? તે કહે છે-મૈત્ર્યાદિ ભાવ સ યુક્ત એટલે મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય-એ લક્ષણુ વાળા ભાવ એટલે અ ત કરણુના પરિણામ અર્થાત્ તત્પૂર્વક એક જાતની બાહ્ય ચેષ્ટાઓ, જેમકે સત્ત્વ-પ્રાણીમાત્ર ઉપર મૈત્રીભાવ રાખે, પોતાનાથી ગુણે અધિક હોય તેને વિષે પ્રમોદ-હર્ષભાવ રાખે, જે દુ ખી હોય તેની ઉપર કારૂણ્યભાવ ( દયાભાવ ) રાખે અને અવિનયી હોય તેની ઉપર મધ્યસ્થપણુ રાખે-તે મૈત્ર્યાદિ ભાવવડે યુક્ત એવુ તે મૈત્ર્યાદિ ભાવ, મોક્ષ અને સ્વર્ગ જેના ફળ છે એવા ધર્મરૂપી કલ્પવૃક્ષના મૂળ છે, એમ બીજા શાસ્ત્રોમા પણુ પ્રતિપાદન કરેલ છે તે મૈત્ર્યાદિ ભાવથી યુક્ત એવુ અનુષ્ઠાન તે ધર્મ કહેવાય વળી દુર્ગતિમા પડતા એવા જ તુઓને ધારણુ કરવાથી અને સ્વર્ગાદિકની સદ્ગતિમા મૂકવાથી મહાબુદ્ધિવ ત પુરૂષો ધર્મ એ શબ્દને વ્યુત્પત્તિથી સિદ્ધ કરી કહે છે, કે જે પુરૂષો સર્વ અકલ્પિત-સત્ય ભાવના સમૂહને જાણવામા કુશલ છે અહીં આ અવિરૂદ્ધ વચનથી જે અનુષ્ઠાન તે ધર્મ કહેવાય તે ઉપચારથી છે એટલે આગમને અનુસરીને જે ક્રિયાકલાપ તે કારણુમા કાર્યનો ઉપચાર કરવાથી ધર્મ કહેવાય છે જેમ નડ્વલના ઘાસનો સ્પર્શ થવાથી પગે રોગ થાય છે, તેથી કારણુમા કાર્યનો ઉપચાર કરી નડ્વલ ઘાસનુ પાણી તે પગનો રોગ છે એમ કહેવાય છે જો એમ ન લઇએ તો શુદ્ધ અનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલી, કર્મરૂપ મલનો નાશ થવારૂપ લક્ષણુવાળી અને સમ્યગ્દર્શન વિગેરે નિર્વાણુ બીજના લાભરૂપ ફળવાળી જે જીવની શુદ્ધિ તેજ વસ્તુતાએ ધર્મ છે ૩

ઉપર કહેલા ધર્મને ભેદ અને અવાતર ભેદથી કહે છે—

**सोऽयमनुष्ठातृभेदात् द्विविधो गृहस्थधर्मो यतिधर्मश्चेति ॥ १ ॥**

**મૂલાર્થ**—તે ધર્મ, ધર્માનુષ્ઠાન કરનારા પુરૂષના ભેદથી ગૃહસ્થધર્મ અને યતિધર્મ એવા બે પ્રકારનો છે. ૧

**ટીકાર્થ**—જે પ્રથમ કહેવાને ઇચ્છેલો હતો તે આ ધર્મ. અહીં '**આ**' એ શબ્દથી પ્રત્યક્ષપણું બતાવે છે, એટલે સાક્ષાત્ કર્ત્તાના હૃદયમાં પ્રત્યક્ષ રીતે વર્ત્તમાન એવો ધર્મ, તે અનુષ્ઠાન કરનાર પુરૂષના ભેદથી બે પ્રકારનો છે. તે બંને પ્રકાર દર્શાવે છે. **ગૃહસ્થધર્મ** અને **યતિધર્મ.** ગૃહસ્થ એટલે ગૃહમાં રહેનાર, તેનો નિત્ય એટલે નિત્ય કરવાનો અને નૈમિત્તિક એટલે પર્વાદિકના નિમિત્તે કરવાનો ધર્મ તે ગૃહસ્થધર્મ કહેવાય છે. યતિધર્મ એટલે યતિનો ધર્મ. જે માત્ર દેહમાં આરામ પામી સમ્યગ્વિદ્યા ( સમ્યગ્જ્ઞાન ) રૂપ નાવિકાના લાભથી તૃષ્ણારૂપ સરિતા—નદીને તરવાના યોગને માટે હંમેશા યત્ન કરે તે **યતિ** કહેવાય, તેનો ધર્મ એટલે ગુરૂ સમીપે સતત નિવાસ અને ગુરૂની ભક્તિ તથા બહુમાન ઇત્યાદિ જેનાં લક્ષણો કેહેવામાં આવશે તે. ૧

**तत्र च गृहस्थधर्मोपि द्विविधः सामान्यतो विशेषतश्चेति ॥ २ ॥**

**મૂલાર્થ**—તેમાં જે ગૃહસ્થધર્મ છે તે પણ સામાન્ય અને વિશેષથી બે પ્રકારનો છે. ૨

**ટીકાર્થ**—જેનાં લક્ષણ કહેલાં છે એવો ગૃહસ્થધર્મ બે પ્રકારનો છે. મૂળમાં **अपि** ( પણ ) શબ્દ છે તેથી એવો અર્થ થાય કે સામાન્યથી ધર્મ બે પ્રકારનો હોય તેમાં શું કહેવું ? તે બે પ્રકાર દર્શાવે છે. પહેલો સામાન્ય એટલે સર્વ શિષ્ઠ સાધારણ અનુષ્ઠાનરૂપ અર્થાત્ સાધારણ માર્ગાનુસારી શિષ્ટ પુરૂષોની અપેક્ષાએ આચરવારૂપ ધર્મ અને બીજો વિશેષથી એટલે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ તથા શ્રાવકનાં અણુવ્રત ( બાર વ્રત ) પ્રમુખ અંગીકાર કરવારૂપ ધર્મ. અહીં **च** શબ્દ સમુચ્ચય અર્થમાં છે. ૨

તેમાંનો પ્રથમ ભેદ જે ગૃહસ્થોનો સામાન્ય ધર્મ તેને આ અધ્યાયની સમાપ્તિ સુધી ગ્રંથકાર વર્ણન કરી બતાવે છે.

तत्र सामान्यतो गृहस्थधर्मः कुलक्रमागतमनिंद्य
विभवाद्यपेक्षया न्यायतोऽनुष्ठानमिति ॥ ३ ॥

**મૂલાર્થ—કુલપરંપરાથી આવેલુ, નિંદારહિત, વૈભવાદિકની અપેક્ષાએ જે ન્યાયપૂર્વક આચરણ તે ગૃહસ્થોનો સામાન્ય ધર્મ છે. ૩**

**વિશેષાર્થ**—હવે સામાન્ય અને વિશેષરૂપ ગૃહસ્થના ધર્મ જે કહેવાને આરંભ કરેલો છે તેમા ગૃહસ્થનો સામાન્ય ધર્મ આવો છે કુલક્રમાગત પિતા, પિતામહ વગેરે પૂર્વ પુરૂષની પરંપરાએ સેવનાદ્વારા પોતાના સમય સુધી ચાલતુ આવેલુ અનુષ્ઠાન એટલે આચરણ ( તેનો ઉત્તર પદ સાથે સબંધ છે ) તે કેવુ આચરણ ? તે કહે છે અનિંદ્ય એટલે નિંદા કરવા યોગ્ય નહી, અર્થાત્ પરલોકને પ્રધાન માનનારા સાધુજનોને જે અનાદર કરવા યોગ્ય તે નિંદ્ય જેવુ કે દારૂનુ પીવુ કરવુ વગેરે તેવુ નિંદ્ય ન હોય તે અનિંદ્ય તેમ વળી વૈભવાદિકની અપેક્ષાએ ન્યાયથી આચરેલુ વિભવ એટલે પોતાનુ મૂળ ધન ( મુડી ) આદિ શબ્દથી કાળ તથા ક્ષેત્ર વગેરેની સહાયના બળવાળુ, તેની અપેક્ષા કરીને ન્યાયથી એટલે ભેલસેલ વગર, બરાબર માપ તથા તોલ અને યોગ્ય વ્યાજ લેવુ એ રૂપ પ્રમાણિકતાથી અથવા સેવવા યોગ્ય પુરૂષોના ચિત્તનુ અવસરે આરાધન કરવુ, એ રૂપ ન્યાયથી જે અનુષ્ઠાન એટલે વ્યાપાર અથવા રાજસેવા ( નોકરી ) વગેરેનુ આચરણ, તે ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે આ ઉપરથી સારાંશ એવો છે કે, જે ગૃહસ્થ સર્વ સજ્જનોને સંમત એવા ન્યાયને પ્રધાન કરી પોતાના મૂળ ધન ( મુડી ) ના ત્રીજા ભાગમાથી વ્યાપાર કરે, અને જો રાજસેવા વગેરેમા જોડાયો હોય તો તે સેવાને ઘટતા એવા ક્રમમા પ્રવર્ત્તે, કુલપરંપરાથી આવેલુ અનિંદ્ય એવુ આચરણ આચરે, અતિ નિપુણબુદ્ધિ રાખે, તેને લીધેજ સર્વ વિઘ્નના સ્થાનથી દૂર રહી શકે તેવા ગૃહસ્થને ધર્મજ થાય છે, કારણકે દીન, અનાથ વગેરેના ઉપયોગને યોગ્ય

હોવાથી ધર્મનું સાધન દ્રવ્ય છે, તેને ઉપાર્જન કરવામાં તે ગૃહસ્થનું ચિત્ત પ્રતિબદ્ધ રહે છે.

અહીં પ્રથમ ગૃહસ્થના સામાન્ય ધર્મમાં 'અનિંદ્ય અનુષ્ઠાન' એમ જે ગ્રંથકારે જણાવ્યું તે એવું સૂચવે છે કે જે ગૃહસ્થ અનુષ્ઠાન રહિત રહે, તેને નિર્વાહ–આજીવિકાનો વિચ્છેદ થાય એટલે તેને પછી સર્વ શુભ ક્રિયા વિરામ પામી જવાનો પ્રસંગ આવે અને શુભ ક્રિયા વિરામ પામવાથી અધર્મજ થાય. તે વિષે કહ્યું છે કે,

"જે ગૃહસ્થની આજીવિકાનો ઉચ્છેદ થાય, તે ગૃહસ્થની સર્વ ધર્મક્રિયાઓ સીદાઇ જાય છે, પણ જેને આજીવિકાની અપેક્ષા નથી તેવા પુરૂષને સર્વવિરતિથી પરિપૂર્ણ એવો સંયમ ( ચારિત્ર ) જ અંગીકાર કરવો યુક્ત છે." ૩

કદી કોઈ શંકા કરે કે ગૃહસ્થને ન્યાયથીજ ધન ઉપાર્જન કરવું એમ કહેવાનું શું કારણ ? તે કહે છે.

न्यायोपात्तं हि वित्तमुभयलोकहितायेति ॥ ४ ॥

**મૂલાર્થ—ન્યાયથી ઉપાર્જન કરેલું ધન આલોક અને પરલોકના હિતને માટે થાય છે. ૪**

વિશેષાર્થ—ન્યાય એટલે શુદ્ધ વ્યવહાર, તેથી ઉપાર્જન કરેલું દ્રવ્ય જે નિર્વાહનું કારણ થાય છે, તેના નિર્વાહથી શો લાભ થાય ? તે કહે છે. તેથી આલોક અને પરલોકનું હિત–કલ્યાણ થાય છે. ૪

તે ન્યાયોપાર્જિત દ્રવ્ય એ લોકને હિતકારી શી રીતે થાય ? તે કહે છે.

अनभिशंकनीयतया परिभोगाद्विधिना तीर्थगमनाच्चेति ॥ ५ ॥

**મૂલાર્થ—જે દ્રવ્યનો ઉપભોગ કરવામાં લોકોને તેના ભોક્તા કે ભોગ્ય વસ્તુ ઉપર શંકા ન આવે તેવી રીતે ઉપભોગ કરાય અને જે દ્રવ્યથી વિધિપૂર્વક તીર્થગમન થાય તેવું ન્યાયોપાર્જિત દ્રવ્ય ઉભય લોકમાં હિતકારી છે. ૫**

**વિશેષાર્થ**—આ લોકમા અન્યાયમા પ્રવર્તેલા પુરૂષની ઉપર એ જાતની શકા લેવાય છે એક ભોક્તા–ઉપભોગ કરનાર ઉપર અને બીજી ભોગ્ય-ઉપભોગ કરવા યોગ્ય વૈભવ ઉપર તેમા ભોક્તાની ઉપર ‘આ પરદ્રોહ કરનારો છે’ એવા દોષની સભાવના આવે છે અને જે ભોગ્ય વસ્તુ છે તેની ઉપર ‘આ પારકુ દ્રવ્ય છે તેને આ પુરૂષ આવી રીતે ભોગવે છે’ એવા દોષની સભાવના આવે છે આવા દોષની શકા જેમા નહોય તે **અનભિશકનીય** એટલે શકા કરવા યોગ્ય નથી એમ કહેવાય તેવા નિર્દોષ દ્રવ્યથી ઉપલક્ષિત એવો ભોક્તા તેનો પરિભોગ કરે એટલે સ્નાન, પાન, આચ્છાદન અને ચદનાદિકનું અનુલેપન વગેરે ભોગના પ્રકારથી પોતે અને પોતાના મિત્ર, સ્વજનાદિકની સાથે વૈભવથી ઉપજીવન કરે છે તેથી, ભાવાર્થ એવો છે કે ન્યાયોપાર્જિત વૈભવને ભોગવતા પુરૂષ ઉપર કદિ પણ કોઇ જાતની શકા લેવામા આવતી નથી તેથી અવ્યાકુલ ચિત્તવાળા અને શ્રેષ્ઠ પરિણામવાળા તે પુરૂષને આલોકમા પણ સુખનો મહાન્ લાભ થાય છે

વળી તેનુ પરલોકમા હિતપણુ એવી રીતે છે કે વિધિ એટલે સત્કાર પ્રમુખવડે તીર્થગમન જેનાથી દુખનો સમુદ્ર તરાય તે તીર્થ, અર્થાત્ પવિત્ર ગુણનો પાત્ર એવો પુરૂષવર્ગ અથવા દીન તથા અનાથ પ્રમુખ પ્રાણીવર્ગ તે તીર્થ કહેવાય છે, તેમા ગમન એટલે પ્રવેશ અર્થાત્ ઉપર કહેલા વર્ગને ટેકો આપવાને દ્રવ્યની પ્રવૃત્તિ કરવી, તે તીર્થગમન કહેવાય, તેવા તીર્થગમનથી અહીં ચ શબ્દ સમુચ્ચય અર્થમા છે બીજા શાસ્ત્રોમા પણ ધર્મી પુરૂષના ધનને દાનનુ સ્થાન કહેલુ છે તે આ પ્રમાણે—

पात्रे दीनादिवर्गे च दान विधिवदिष्यते ।
पोष्यवर्गाविरोधेन न विरुद्ध स्वतश्च यत ॥ ५ ॥

“પોષ્ય વર્ગને વિરોધ ન આવે તેમ અને સ્વત વિરૂદ્ધ ન હોય તેવી રીતે પાત્ર અને દીન ,અનાથ વગેરેને આપવુ તે વિધિથી દાન આપેલુ કહેવાય છે” ૫

ઉપર કહેલા પ્રકારથી જો વિપરીત પ્રકારે વર્તે તો બાધ આવે તે કહે છે,

આ કારણથી ભાવનાનુગત એવું જે જ્ઞાન તેનામાં પરમાર્થ વૃત્તિએ કરી જ્ઞાનપણું છે. ૩૦

એ વાતને વ્યતિરેકથી એટલે ઉપર કહેલ તેથી ઉલટી રીતે સાધતા કહે છે.

**नहि श्रुतमय्या प्रज्ञया भावनादृष्टज्ञातं ज्ञातं नामेति ॥३१॥**

**મૂલાર્થ—ભાવના જ્ઞાનવડે જોયું અને જાણ્યું તે નિશ્ચે જાણેલું કહેવાય છે, પણ શ્રુતમય બુદ્ધિએ જોયું અને જાણ્યું, તે જાણ્યું કહેવાય નહીં. ૩૧**

**વિશેષાર્થ**—જે પ્રથમ જ્ઞાનરૂપ બુદ્ધિએ જોયું તથા જાણ્યું અથવા શ્રુતમય પ્રજ્ઞાએ જોયું તથા જાણ્યું, તે પરમાર્થવૃત્તિએ—ખરીરીતે જાણ્યું ન કહેવાય. ભાવના જ્ઞાન વડે જે વસ્તુ સામાન્યપણે જોઈ અને વિશેષપણે જાણી, તે વસ્તુ જાણી કહેવાય છે, એ વાત વિદ્વાન જનોમાં પ્રસિદ્ધ છે, અહિં કહેવાનો આશય એવો છે કે, ભાવના જ્ઞાનવડે જેવી વસ્તુ દેખાય છે—જણાય છે, તેવી શ્રુતજ્ઞાન વડે દેખાતી જણાતી નથી. ૩૧

શ્રુતજ્ઞાનવડે જાણ્યું તે જાણ્યું ન કહેવાય તે શા માટે? તેના ઉત્તરમાં કહે છે.

**उपरागमात्रत्वादिति ॥ ३२ ॥**

**મૂલાર્થ—કારણકે, શ્રુતજ્ઞાનને વિષે કેવલ બાહેરથી જાણવાપણું છે. ૩૨**

**વિશેષાર્થ**—કેવલ ઉપરાગ તે ઉપરાગ માત્ર એટલે કેવલ ઉપરથીજ રંગાવાપણું છે. જેમ જાસુદના પુષ્પવડે સ્ફટિક મણિનું ઉપરથી રંગાવાપણું છે, પણ અંતરથી નથી, તેવી રીતે શ્રુતમય બુદ્ધિવડે આત્માને ઉપરથી માત્ર બોધ જણાય છે, પણ અંતરમાં તે બોધની પરિણતિ થતી નથી. તેથી જે ભાવના જ્ઞાનથી જાણ્યું તેજ ખરેખરૂં જાણ્યું કહેવાય છે. ૩૨

શ્રુતજ્ઞાને કરી કેવળ ઉપરથી જાણે છે, એ શા ઉપરથી કહો છો? તે કહે છે.

दृष्टवदपायेभ्योऽनिवृत्तेरिति ॥ ३३ ॥

મૂલાર્થ—જોયેલા અને જાણેલા અનર્થથી નિવૃત્તિ પામે નહીં તેથી. ૩૩

વિશેષાર્થ—જેમ ભાવના જ્ઞાનથી જોયેલ ઉપલક્ષણથી જાણેલા અનર્થથી નિવૃત્તિ પામે છે, એમ શ્રુતમય પ્રજ્ઞાની પ્રવૃત્તિ થયા છતા પણ અનર્થની નિવૃત્તિ પામી શકાતી નથી ૩૩

અહિં શંકા કરે છે કે, ભાવના જ્ઞાન થયા છતા પણ અનર્થથી નિવૃત્તિ પામે એ વાત સંભવતી:નથી

તે શંકાનો ઉત્તર આપે છે

एतन्मूले च हिताहितयोः प्रवृत्तिनिवृत्ती इति ॥ ३४ ॥

મૂલાર્થ—હિતને વિષે પ્રવૃત્તિ કરવી અને અહિતથી નિવૃત્તિ પામવી તેનુ મૂલ ભાવનાજ્ઞાનજ છે. ૩૪

વિશેષાર્થ—બુદ્ધિમાન પુરૂષે પ્રસિદ્ધ એવા હિત તથા અહિતને વિષે પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરવી, તે ભાવના જ્ઞાન પૂર્વકજ છે એટલે બુદ્ધિમાન પુરૂષને હિતને વિષે પ્રવૃત્તિ અને અહિતને વિષે નિવૃત્તિ થાય છે, તેનુ મૂલ ભાવનાજ્ઞાનજ છે, પણ બીજુ જ્ઞાન નથી, માટે ભાવના જ્ઞાનવાળોજ અનર્થથી નિવૃત્તિ પામે છે ૩૪

એજ વાતની પુષ્ટિ કરતા કહે છે

अत एव भावनादृष्टज्ञाताद्विपर्ययायोग इति ॥ ३५ ॥

મૂલાર્થ—એ માટે હિત-અહિતને વિષે પ્રવૃત્તિ અને નિવૃત્તિ થવાનુ મૂળ ભાવનાજ્ઞાનજ છે તેથી ભાવનાજ્ઞાને કરી જોયુ અને જાણ્યુ હોવાથી વિપરીતપણાનો યોગ થતો નથી. ૩૫

વિશેષાર્થ—હિતને વિષે પ્રવૃત્તિ અને અહિતથી નિવૃત્તિ થવાનુ મૂલ ભાવના છે, એ કારણથી ભાવના વડે જોયેલી અને જાણેલી વસ્તુને પ્રાપ્ત કરી વિપરીતપણાનો યોગ થતો નથી એટલે

વિપર્યાસ પ્રવૃત્તિ થતી નથી અને મતિના વિપર્યાસપણા વિના પુરૂષની હિતમાં અપ્રવૃત્તિ અને અહિતમાં પ્રવૃત્તિ તે થતી નથી. એ પ્રકારનો વિપર્યાસ ભાવનાજ્ઞાન થતાં થતો નથી. ૩૫

એ પણ કેવી રીતે સિદ્ધ થાય તેનો ઉત્તર આપે છે.

**तद्वंतो हि दृष्टापाययोगेऽप्यदृष्टापायेभ्यो निवर्त्तमाना दृश्यंत एवान्यरक्षादाविति ॥ ३६ ॥**

**મૂલાર્થ—ભાવના જ્ઞાનવાળા પુરૂષો દેખવામાં આવતા એવા મરણાદિક કષ્ટોની પ્રાપ્તિ થયા છતાં પણ ન દેખવામાં આવતા એવા નરકાદિક અપાયથી નિવૃત્તિ પામી અન્ય જીવોની રક્ષા વગેરે કરવા પ્રવર્ત્તતા દેખાય છે. ૩૬**

**વિશેષાર્થ**—ભાવના જ્ઞાનવાલા એટલે પ્રમાણ કરનારા પ્રમાણિક પુરૂષો જે પ્રત્યક્ષ જણાતા મરણાદિક કષ્ટની પ્રાપ્તિ થયા છતાં પણ ( એટલે કષ્ટની પ્રાપ્તિ ન થાય તો શું કહેવું ? એ अपि શબ્દનો અર્થ છે. ) નરકાદિક નઠારી ગતિને પમાડનારા હિંસાદિ કર્મથી નિવૃત્તિ પામતા, સોનાના યવને ભક્ષણ કરનારા ક્રૌંચ જીવનું નામ નહીં કહેનારા, માથે લીલુ ચર્મ જેને વીંટાળ્યું છે એવા અને સોનીયે જેનું મારણ આરંભ્યું છે એવા મહામુનિ મેતાર્યની જેમ અદ્યાપિ પણ મોટા સત્વવાલા એવા કેટલાએક જીવો પોતાથી બીજાની રક્ષા વગેરેમાં પ્રવર્ત્તેલા દેખાય છે. આદિ શબ્દથી અન્યના જૈન માર્ગની શ્રદ્ધા વગેરે આરોપણ કરવા રૂપ ઉપકારને વિષે પોતાના મરણાદિકને પણ ન ગણતા એવા થઈ બીજાને મરણથી બચાવવો ઇત્યાદિ કરવામાં પ્રવર્ત્તેલા દેખાય છે. આદિ શબ્દથી અન્યને જૈન માર્ગની શ્રદ્ધાદિક આરોપણ કરવા રૂપ ઉપકારને વિષે પોતાના મરણાદિકને પણ નથી ગણતા એવા પરને મરણથી રાખવા ઇત્યાદિ કરવામાં પ્રવર્ત્તેલા દેખાય છે. અહિં इति શબ્દ વાક્યની સમાપ્તિને વિષે છે. ૩૬.

ચાલતા પ્રસંગની સમાપ્તિ કરતાં કહે છે.

इति मुमुक्षोः सर्वत्र भावनायामेव यत्नः श्रेयानिति ॥ ३७ ॥

મૂલાર્થ—એ પ્રકારે મોક્ષ પામવાની ઇચ્છાવાલા પુરૂષે સર્વ કાર્યને વિષે ભાવનામાંજ યત્ન કરવો અતિશય શ્રેયકારી છે. ૩૭

વિશેષાર્થ—એ પ્રકારે કહેલી યુક્તિથી મોક્ષની ઇચ્છા રાખનારા યતિને સર્વ કાર્યના અદર પ્રવર્ત્તાથકા જેનુ લક્ષણ કહેલ છે એવી ભાવનાને વિષે જ આદર કરવો અત્યત પ્રશસા કરવા યોગ્ય છે ૩૭

ભાવનાને વિષે આદર પ્રશસા કરવા યોગ્ય શા માટે છે? તે કહે છે

तद्भावे निसर्गत एव सर्वथा दोषोपरतिसिद्धेरिति ॥ ३८ ॥

મૂલાર્થ—ભાવના ભાવવાથી સ્વભાવથી જ સર્વ પ્રકારે દોષના ઉપશમની સિદ્ધિ (નિવૃત્તિ પામવાની સિદ્ધ) એટલે ભાવના જ્ઞાનથી સ્વભાવવડેજ રાગાદિ દોષ ટળે છે. ૩૮

વિશેષાર્થ—ભાવના ભાવના સ્વભાવથીજ સર્વ પ્રકારે રાગાદિક દોષના ઉપરામની સિદ્ધિ થાય છે, એટલે ભાવના જ્ઞાનથીજ સ્વભાવે જ રાગાદિ દોષ નાશ પામે છે ૩૮

હવે ભાવનાનુ કારણ કહે છે

वचनोपयोगपूर्वा विहितप्रवृत्तिर्योनिरस्या इति ॥ ३९ ॥

મૂલાર્થ—વચનના ઉપયોગપૂર્વક શાસ્ત્ર વિહિત અનુષ્ઠાનમાં જે પ્રવૃત્તિ કરવી તે ભાવનાનુ કારણ છે. ૩૯

વિશેષાર્થ—'આ ક્રિયા આ પ્રમાણે શાસ્ત્રમા કહી છે, માટે આ પ્રકારે કરવા યોગ્ય છે' એવી આલોચનારૂપ ઉપયોગ જેનુ મૂલ છે એવી જે શાસ્ત્રોક્ત પડિલેહણા વગેરે પ્રવૃત્તિ, તે ભાવનાજ્ઞાનનુ કારણ છે, એટલે ભાવના જ્ઞાનની ઉત્પત્તિ થવાનુ સ્થાન છે ૩૯

વચનોપયોગ પૂર્વક શાસ્ત્રોક્ત પ્રવૃત્તિ ભાવનાનું કારણ શા માટે છે? તે કહે છે.

**महागुणत्वाद्वचनस्योपयोगस्येति ॥ ४० ॥**

**મૂલાર્થ—કારણકે, જિન વચનનો ઉપયોગ કરવામાં મોટો ગુણ રહેલો છે. ૪૦**

**વિશેષાર્થ**—જેનું સ્વરૂપ કહેલું છે, એવો વચનોપયોગ તેને આત ઉપકારી છે, તેથી વચનના ઉપયોગપૂર્વક જે વિહિત પ્રવૃત્તિ છે, તે ભાવના જ્ઞાનનું કારણ છે. ૪૦

એ વાતની ભાવના ભાવતાં કહે છે.

**तत्र ह्यचिंत्यचिंतामणिकल्पस्य भगवतो बहुमानगर्भं स्मरणमिति ॥ ४१ ॥**

**મૂલાર્થ—વચનનો ઉપયોગ કરવાથી નિશ્ચે અચિંત્ય ચિંતામણિ સમાન એવા ભગવાનનું બહુમાનવાલું સ્મરણ થાય છે. ૪૧**

**વિશેષાર્થ**—જે કારણથી વચનનો ઉપયોગ થતાં જેનો પ્રભાવ ચિંતવવા અશક્ય છે એવા ચિંતામણિના જેવા સંસારના પારને પામેલા એવા ભગવાનનું બહુમાન ગર્ભિત એટલે પ્રીતિસારવાલું સ્મરણ—અનુધ્યાન થાય છે, તેથી વચનોપયોગનો મહાન ગુણ છે. ૪૧

તે ભગવંતનું બહુમાનપૂર્વક સ્મરણ કયે પ્રકારે થાય છે? તેનો ઉત્તર કહે છે.

**भगवतैवमुक्तमित्याराधनायोगादिति ॥ ४२ ॥**

**મૂલાર્થ—ભગવંતે આ પ્રમાણે કહ્યુ છે કે એ પ્રકારના આરાધનાના યોગથી ભગવંતનું સ્મરણ થાય છે. ૪૨**

**વિશેષાર્થ**—ભગવાન તીર્થંકર મહારાજાએ આ પ્રકારે

પડિલેહણાદિક કરવા વડે નિરૂપણ કરેલુ છે, એ રૂપે આરાધનાના યોગથી એટલે અનુકૂલ ભાવ ઉત્પન્ન કરવાથી ભગવતનુ સ્મરણ થાય છે ૪૨

એમ કહેતા જે સિદ્ધ થયુ, તે કહે છે

**एवं च प्रायो भगवत एव चेतसि समवस्थानमिति ॥ ४३ ॥**

**મૂલાર્થ—એ પ્રકારે પ્રાયે કરીને સારી રીતે ચિત્તમા ભગવતનુજ સ્થાપન થાય છે ૪૩**

**વિશેષાર્થ**—એવી રીતે જેમા બહુ માન છે, એવુ ભગવતનુ સ્મરણ થતા પ્રાયે કરીને ચિત્તમા ભગવતનુંજ સ્થાપન થયુ એમ જાણવુ અહિં प्राय શબ્દગ્રહણ કર્યો છે તેનું કારણ એ છે કે, ક્રિયાકાલને વિષે ક્રિયામાજ ચિત્તને સ્થિર કરવુ, એમ ન કરવામા આવે, તો તે ક્રિયાને દ્રવ્યક્રિયાપણાનો પ્રસગ આવે, એમ સૂચના કરવાને અર્થે प्राय શબ્દનુ ગ્રહણ કર્યું છે ૪૩

અહિં કોઇ શકા કરે કે, તે ભગવતનું કહેલુ કરવાથી શુ સિદ્ધ થાય-છે ? તેનો ઉત્તર આપે છે

**तदाज्ञाराधनाच्च तद्भक्तिरेवेति ॥ ४४ ॥**

**મૂલાર્થ—તે ભગવતની આજ્ઞાનુ આરાધન કરવાથી તેમની ભકિતજ થાય છે. ૪૪**

**વિશેષાર્થ**—તે ભગવતની આજ્ઞાનું આરાધન કરવાથી તે ભગવતની ભક્તિજ પ્રાપ્ત થાય છે ૪૪

તે ભગવતની ભક્તિની ભાવના કરવાને કહે છે

**उपदेशपालनैव भगवद्भक्तिर्नान्या कृतकृत्यत्वादिति ॥ ४५ ॥**

**મૂલાર્થ—ભગવતના ઉપદેશનુ પાલન કરવુ, તેજ ભગવતની ભક્તિ છે. બીજી નથી. કારણકે, તેમાજ તેમનુ કૃતકૃત્યપણુ છે એટલે કરવા યોગ્ય કાર્યથી મુક્ત થયેલા પરમાત્માને ઉપદેશ પાલવો એજ તેમની ભક્તિ છે. ૪૫**

એ સુત્રનો અર્થ ખુલ્લો છે. ૪૫

અહિં કોઇ શંકા કરે કે, જ્યારે તીર્થંકર ભગવાન્ કૃતકૃત્ય છે, તો પછી તેમની ભક્તિ કરવાનું કાંઇ પ્રયોજન નથી. તો પછી તેમની પુષ્પાદિ પૂજાનો વિધિ શા માટે કહ્યો છે ? તેનો ઉત્તર કહે છે.

उचितद्रव्यस्तवस्यापि तद्रूपत्वादिति ॥ ४६ ॥

**મૂલાર્થ—યોગ્ય એવા દ્રવ્યસ્તવનો પણ ઉપદેશ પાલવા યોગ્ય છે. માટે પુષ્પાદિ પૂજા પણ ભક્તિ કહેવાય છે. ૪૬**

**વિશેષાર્થ**—યોગ્ય એવા દ્રવ્યસ્તવના ઉપદેશને પાલવાપણું છે તે વાત શાસ્ત્રમાં કહી છે—

" અવસરે પવિત્ર રૂપ થઈ સારા પુષ્પાદિકવડે અને શ્રેષ્ટ એવા સ્તુતિ સ્તોત્રવડે વિધિથી મોટી એવી જિન પૂજા કરવા યોગ્ય છે. "

ઈત્યાદિ વચને કરી કહેલા દ્રવ્ય સ્તવનો ઉપદેશ પાલવા યોગ્ય છે. તો પછી ભાવસ્તવના ઉપદેશની શી વાત કરવી ? એ अपि શબ્દનો અર્થ છે એ દ્રવ્યસ્તવનો ઉપદેશ પાલવાપણું છે, માટે તે ભગવંતની ભક્તિ કહેવાય છે. ૪૬

દ્રવ્યસ્તવને પરમાત્માની ભક્તિ શામાટે કહો છો ? તે શંકાનો ઉત્તર આપે છે.

भावस्तवांगतया विधानादिति ॥ ४७ ॥

**મૂલાર્થ—દ્રવ્યસ્તવ એ ભાવસ્તવનું કારણ છે, એમ શાસ્ત્રમાં વિધાન કર્યું છે, તેથી દ્રવ્યસ્તવ પરમાત્માની ભક્તિ છે. ૪૭**

**વિશેષાર્થ**—દ્રવ્યસ્તવનું વિધાન શુદ્ધ યતિધર્મના કારણ રૂપે છે. જ્યારે વિષય તૃષ્ણા વગેરે કારણોથી સાધુ ધર્મ રૂપ મંદિરના શિખર પર આરોહણ કરવાને અસમર્થ એવો અને ધર્મ

કરવાની ઇચ્છા રાખતો પ્રાણી થતા તેને મોટા સાવદ્યથી નિવૃત્તિ પામવાનો બીજો ઉપાય નહીં જોતા એવા શ્રી અર્હંત્ પ્રભુએ સત્ આરંભ રૂપ દ્રવ્યસ્તવનો ઉપદેશ કરેલો છે તેને માટે શાસ્ત્રમા કહ્યુ છે—

" જે પુરૂષ જિનમંદિર, જિનબિંબ, જિન પૂજા અને જિન મતને કરે છે, તે મનુષ્યને દેવતા અને મોક્ષના સુખ હસ્તરૂપી પલ્લવમા આવે છે "

એવી રીતે દ્રવ્યસ્તવ પણ ભગવંતના ઉપદેશને પાલવા રૂપ જ છે એવો ભાવાર્થ છે ૪૭

ભગવંત ચિત્તમા રહેવાથી શુ ફલ થાય છે, તે કહે છે

हृदि स्थिते च भगवति क्लिष्टकर्मविगम इति ॥ ४८ ॥

મૂલાર્થ—ભગવંત હૃદયમા રહેવાથી કલેશકારક કર્મનો નાશ થાય છે. ૪૮

વિશેષાર્થ—આ સૂત્રનો અર્થ સુગમ છે, પરંતુ ક્લિષ્ટ કર્મ તેનુ નામ કે જે સંસારમા નિવાસનુ જ કારણ હોય છે એ અશુભાનુબંધી મિથ્યાત્વ મોહનીય આદિ કર્મ જાણવા ૪૮

ભગવંત ચિત્તમા રહેવાથી ક્લિષ્ટ કર્મનો નાશ થાય છે, એ શાથી કહો છો ? તેનો ઉત્તર આપે છે

जलानलवदनयोर्विरोधादिति ॥ ४९ ॥

મૂલાર્થ—ભગવંતનુ ચિત્તમા રહેવુ અને ક્લિષ્ટ કર્મનુ રહેવુ, એ બંનેને જલ અને અગ્નિની પેઠે પરસ્પર વિરોધ છે. ૪૯

વિશેષાર્થ—જલ અને અગ્નિની જેમ, ચિત્તમા ભગવંતનુ રહેવુ અને ક્લિષ્ટ કર્મનુ રહેવુ એ બંનેને પરસ્પર વિરોધ છે ૪૯

હવે પુનઃ આરંભેલા પ્રકરણની સમાપ્તિ કરતા કહે છે—

इत्युचितानुष्ठानमेव सर्वत्र प्रधानमिति ॥ ५० ॥

મૂલાર્થ—એવી રીતે ઉચિત અનુષ્ઠાનજ સર્વ સ્થાનમાં પ્રધાન છે. ૫૦

વિશેષાર્થ—પૂર્વની જેમ સુગમ છે. ૫૦

તે ઉચિત અનુષ્ઠાન પ્રધાન છે, તે શી રીતે? તે કહે છે.

प्रायोऽतिचारासंभवादिति ॥ ५१ ॥

મૂલાર્થ—પ્રાયે કરીને, ઉચિત અનુષ્ઠાનમાં અતિચારનો સંભવ નથી. ૫૧

વિશેષાર્થ—જે પુરૂષ નિશ્ચય પોતાને ઉચિત એવું કર્મ કરવાનો આરંભ કરે છે, તેને તેમાં અતિચાર લાગવાનો સંભવ નથી. મૂલમાં જે प्रायः ( ઘણું કરીને ) પદ ગ્રહણ કરેલ છે, તેનો હેતુ કહે છે. તેવી રીતના અજાણપણાંના દોષથી અથવા નિકાચિત એવા કિલષ્ટ કર્મના ઉદયથી ક્યારેક કોઈ ... તેવે સન્માર્ગે જનારા પુરૂષને જેમ માર્ગે જતા મુસાફરને કોઈ ... કાંટો વાગે, તાવ આવે કે દિગ્મોહ થાય, તેના જેવો અતિચાર ... પણ હોય એમ જાણવું. ૫૧

એ અતિચાર ન હો... ...ય તે કેવી રીતે?

यथा... ...क्तिप्रवृत्तेरिति ॥ ५२ ॥

મૂલાર્થ—પો...તાની શક્તિ પ્રમાણે પ્રવર્ત્તે છે, તેથી. ૫૨

વિશેષાર્થ—... —પોતાની શક્તિ પ્રમાણે એટલે પોતાના સામર્થ્ય પ્રમાણે સર્વ કાર્ય... માં પ્રવૃત્તિ કરે છે, તેથી તેને અતિચાર લાગતો નથી. ૫૨

યથાશક્તિ ... પ્રવૃત્તિ પણ કેવી રીતે થાય?

सद्... ...वप्रतिबंधादिति ॥ ५३ ॥

મૂલાર્થ—સ... ...ત્ એવા ભાવમાં પ્રતિબંધપણું છે, એ હેતુ માટે. ૫૩

વિશેષાર્થ—સદ્... ...ભાવ એટલે જેનું રૂપ કરવાને શક્ય છે એવો

સત્ય ભાવ અર્થાત્ પોતાની શક્તિ પ્રમાણે કાર્યને વિષે ચિત્ત આપેલુ છે તેથી ૫૩

પ્રથમ કહ્યુ તેથી ઉલટુ હોય તો બાધ આવે તે કહે છે

इतरथाऽऽर्त्तध्यानोपपत्तिरिति ॥ ५४ ॥

મૂલાર્થ—શક્તિ ઉપરાત કરવાથી આર્ત્તધ્યાનની પ્રાપ્તિ થાય છે. ૫૪

વિશેષાર્થ—શક્તિ ઉપરાત અનુચિત કાર્ય કરવાનો આરભ કરવાથી જેનું સ્વરૂપ પ્રખ્યાત છે એવા આર્ત્તધ્યાનનો પ્રસગ આવે ૫૪

કયે પ્રકારે આર્ત્તધ્યાનનો પ્રસગ પ્રાપ્ત થાય છે તે કહે છે

अकालौत्सुक्यस्य तत्त्वतस्तत्त्वादिति ॥ ५५ ॥

મૂલાર્થ—અકાલે ઉત્સુકપણુ કરવુ, તે પરમાર્થ રીતે આર્ત્તધ્યાનપણુ છે. ૫૫

વિશેષાર્થ—અકાલ એટલે કરવા ઇચ્છેલા કાર્યનો પ્રસગ ન હોય તે વખતે જે ઉત્સુકપણું કરવુ એટલે તે સમય કરવા યોગ્ય બીજા કાર્યનો ત્યાગ કરી બીજુ કાર્ય કરવુ તે સમય વિના તીવ્રપણે કરવાની ઇચ્છા રૂપ લક્ષણવાલા કાર્યને પરમાર્થપણે આર્ત્તધ્યાનપણું છે અને વ્યવહારથી ધર્મધ્યાનપણું છે, તોપણ તત્વથી આર્ત્તધ્યાનપણું છે, એમ કહેવાને તત્ત્વ શબ્દનુ ગ્રહણ કર્યુ છે ૫૫

અહિં શકા કરે કે, ઉત્સાહરહિત એવો પુરૂષ પ્રવૃત્તિ કાલને કેવી રીતે પામી શકશે? એ શકાનો ઉત્તર આપે છે

नेद प्रवृत्तिकालसाधनमिति ॥ ५६ ॥

મૂલાર્થ—એ ઉત્સુકપણુ પ્રવૃત્તિકાલનુ સાધન નથી. ૫૬

વિશેષાર્થ—એ ઉત્સુકપણુ પ્રવૃત્તિકાલનુ સાધન નથી એટલે પ્રસ્તાવ રૂપ પ્રવૃત્તિકાલનુ હેતુ રૂપ નથી, કારણકે, તે અવસર

વિનાનું છે. જેમ અતિ ભુખ્યા થયેલ પુરૂષો પણ અવસર વિના ભોજનને મેળવી શકતા નથી. પરંતુ તે અવસરેજ મેળવી શકે છે. ૫૬

એથી શું કરવું જોઇએ ? તે કહે છે.

**इति सदोचितमिति ॥ ५७ ॥**

**મૂલાર્થ—એ પ્રમાણે નિરંતર જે ઉચિત હોય તે કરવું. ૫૭**

**વિશેષાર્થ**—એવી રીતે સર્વ કાળે ઉત્સુકપણાનો ત્યાગ કરી ઉચિતનો આરંભ કરવો.

તેનું શું કારણ ? તે કહે છે.

**तदा तदसत्त्वादिति ॥ ५८ ॥**

**મૂલાર્થ—પ્રવૃત્તિ કાલને વિષે તે ઉત્સુકપણાનું અસત્પણું છે, તેથી સદા ઉચિતનો આરંભ કરવો. ૫૮**

**વિશેષાર્થ**—પ્રવૃત્તિકાલને વિષે તે ઉત્સુકપણાનો અભાવ છે. જેથી સમ્યક્ પ્રકારે ઉપાય કરવામાં પ્રવર્ત્તેલા બુદ્ધિમાન્ પુરૂષો કાર્યને વિષે ઉત્સુકપણાનું આલંબન કરતા નથી, કારણકે સારો ઉપાય કાર્ય સિદ્ધ કર્યા શિવાય ઉપરામ પામતો નથી, તેથી જે ઉપાયને જે કાર્યના કારણ ભાવે વાપરવામાં આવે તે ઉપાય તે કાર્યની પ્રવૃત્તિકાલે નિશ્ચે પોતાનું છતાપણું દેખાડે છે. જેમ ઘડારૂપ કાર્યનું કારણરૂપ જે મૃત્તિકાનો પિંડાદિ તે નિશ્ચે ઘટરૂપ કાર્યની પ્રવૃત્તિ કાલે કારણ રૂપે પોતાને દેખાડે છે, તેમ બુદ્ધિમાન્ પુરૂષોના કાર્યની પ્રવૃત્તિના કાલને વિષે ઉત્સુકપણું આત્માને દેખાડતું નથી. તેથી, તે ઉત્સુકપણું કારણ ભાવને પામવાને યોગ્ય શી રીતે થાય ? એટલે કાર્યમાત્રની સિદ્ધિને વિષે ઉત્સુકપણું કારણ નથી પણ ઉલટું વિઘ્નરૂપ છે, માટે સારા ઉપાયરૂપ ઉચિત પ્રવૃત્તિ કરવી એજ કાર્ય સિદ્ધિ થવાનું કારણ છે, કારણકે, ખરો ઉપાય તે કાર્યની સિદ્ધિ કર્યા વિના રહેતો જ નથી. એટલે ત્વરા રહિત શક્ય અનુષ્ઠાનમાં પ્રવૃત્તિકરવી એજ ઉચિત પ્રવૃત્તિ કહેવાય છે. તેને માટે અન્ય ગ્રંથમાં પણ કહ્યું છે.

" अत्वरापूर्वक सर्वं, गमन कृत्यमेव वा ।
प्रणिधानसमायुक्तमपायपरिहारत ॥ १ ॥

" ઉતાવળ કર્યા વિના સર્વ ગમન અથવા કાર્ય કરવા પ્રવર્ત્તવું, કારણકે, કષ્ટનો પરિહાર કરવાથી ચિત્તના એકાગ્રપણાએ યુક્ત એવું કાર્ય થાય છે " ૧

એમ કહેલુ છે ૫૮

જો પ્રવૃત્તિ કાલનુ કારણ ઉત્સુકપણુ ન હોય તો પછી બીજુ કયુ હોય ? એ શંકાનો ઉત્તર આપે છે—

प्रभूतान्येव तु प्रवृत्तिकालसाधनानीति ॥ ५९ ॥

મૂલાર્થ—પ્રવૃત્તિ કાલના કારણો તો ઘણાંજ છે. ૫૯

વિશેષાર્થ—પ્રવૃત્તિ કાળના કારણો ઘણા જ છે કોઇ એકજ છે, એમ નથી ૫૯

પ્રવૃત્તિ કાલના કારણો ઘણા છે, તેનુ શુ કારણ છે ?

निदानश्रवणादेरपि केषांचित्प्रवृत्तिमात्रदर्शनादिति ॥ ६० ॥

મૂલાર્થ—નિદાન-શ્રવણ વગેરેથી પણ કેટલાએક પુરૂષોની પ્રવૃત્તિ માત્ર દેખાય છે, તેથી એકજ કારણ નથી. ૬૦

વિશેષાર્થ—અહિ નિદાન શબ્દનો પર્યાય કારણ માત્ર થાય છે જેમકે ' આ રોગનુ નિદાન-કારણ શુ છે ? ' એમ પ્રયોગને વિષે નિદાન શબ્દ કારણવાચી જણાય છે તેથી ભોગાદિક ફલપણાથી દાનાદિ કારણનુ દેશનામા શ્રવણ થાય છે, તેથી પ્રવૃત્તિકાલનુ એક સાધન નથી શાસ્ત્રમા પણ કહ્યુ છે કે —

" भोगा दानेन भवति देहिना सुरगतिश्च शीलेन ।
भावनया च विमुक्तिस्तपसा सर्वाणि सिध्यन्ति ॥ १ ॥ "

" દાન આપવાથી પ્રાણીઓને ભોગ પ્રાપ્ત થાય છે, શીલ

પાળવાથી દેવતાની ગતિ પ્રાપ્ત થાય છે, ભાવનાથી મુક્તિ થાય છે અને તપસ્યાથી સર્વ સિદ્ધ થાય છે. " ૧

આદિ શબ્દથી તે પ્રકારના શાસ્ત્રાદિ પામવાની ઇચ્છાથી, સ્વજનના આગ્રહથી અને બળાત્કાર વગેરેથી કેટલાક પુરૂષોને કહેતા ગોવિંદવાચક, સુંદરીનંદા અને આર્યસુહસ્તિએ દીક્ષા આપેલ કોઇ રાંક પુરૂષ તથા ભવદેવ અને કરોટકગણી વગેરે કેટલાએક પુરૂષોની અંદર પ્રથમ દીક્ષા લેતી વખતે તાત્વિક ઉપયોગ વિના વ્રત પ્રવૃત્તિ માત્ર જોવામાં આવેલ તે શાસ્ત્રમાં લખેલ છે. ૬૦

પ્રવૃત્તિ માત્ર સદ્ભાવવાળી પ્રવ્રજ્યાની પ્રાપ્તિ થવાના કાળનું કારણ કેમ થાય ? એ શંકાનો ઉત્તર આપે છે.

**तस्यापि तथा पारंपर्यसाधनत्वमिति ॥ ६१ ॥**

**મૂલાર્થ—એ પ્રવૃત્તિ માત્રનું પણ તથા પ્રકારે પરંપરાએ કારણપણું છે. ૬૧.**

**વિશેષાર્થ**—પ્રવૃત્તિ માત્રને તે પ્રકારના પરંપરાએ કરી સાધનભાવ–કારણપણું સંભળાય છે તો પછી ભવ વૈરાગ્ય વગેરેને શુદ્ધ પ્રવ્રજ્યાનું કારણપણું હોય તેમાં શું આશ્ચર્ય ? એ અપિ શબ્દનો અર્થ છે ?

શાસ્ત્રમાં સંભળાય છે કે, કેટલાકને પ્રથમ તે પ્રકારના ભોગાભિલાષ વગેરેના આલંબનવડે દ્રવ્ય પ્રવ્રજ્યાને અંગીકાર કરી પછી તેના અભ્યાસે કરીને જ નિવૃત્તિ પામ્યા સતા અતિ તીવ્ર એવા ચારિત્ર મોહના ઉદયના અભાવથી દીક્ષા અંગીકાર કરવાના કાલના આરાધક થયા. જેમ આ ગોવિંદવાચક ઇત્યાદિ થયા તેમ જાણવા. ૬૧

ત્યારે તો પ્રવૃત્તિ માત્ર પણ કર્તવ્યપણાને પ્રાપ્ત થયું ? તેનો ઉત્તર આપે છે.

**यतिधर्माधिकारश्चायमिति प्रतिषेध इति ॥ ६२ ॥**

**મૂલાર્થ—આ શુદ્ધ યતિધર્મ કહેવાનો પ્રસ્તાવ આરંભેલો છે, માટે પ્રવૃત્તિ માત્રનો નિષેધ છે. ૬૨**

**વિશેષાર્થ**—શુદ્ધ સાધુ ધર્મને કહેવાનો આ પ્રસ્તાવ આરભેલો છે, એ હેતુ માટે પ્રવૃત્તિ માત્રનો નિષેધ કર્યો છે કારણકે, જે તે પ્રકારે પ્રવર્તેલા સર્વ પ્રાણી ભાવધર્મને કરવાના પ્રવૃત્તિ કાલના આરાધક થાય છે, એમ નથી, એ તો [1]ઘુણાક્ષર ન્યાયે કરી જે તે પ્રકારે પ્રવર્તનાર કોઇક જ પુરૂષ ભાવધર્મમા પ્રવૃત્તિ કરવાના કાળનો આરાધક થાય છે પણ સર્વે થતા નથી, એથી સર્વત્ર ઉચિતપણાથી પ્રવર્તવુ ૬૨

પ્રવૃત્તિ માત્રનો નિષેધ છે, એની પુષ્ટિને આગલા સૂત્રથી કહે છે

**न चैतत्परिणते चारित्रपरिणामे इति ॥ ६३ ॥**

**મૂલાર્થ—ચારિત્રના પરિણામ પ્રણમવાથી ઉત્સુકપણુ હોય જ નહીં. ૬૩**

**વિશેષાર્થ**—ચારિત્રનો પરિણામ અગાગીભાવને પામતા એ અકાલ ઉત્સુકપણ થતુ જ નથી ૬૩

તેમ શા માટે ન થાય ? તેનો ઉત્તર આપે છે

**तस्य प्रसन्नगंभीरत्वादिति ॥ ६४ ॥**

**મૂલાર્થ—ચારિત્રના પરિણામનુ પ્રસન્નપણુ અને ગભીરપણુ છે, એ હેતુ માટે ૬૪**

**વિશેષાર્થ**—તે ચારિત્રના પરિણામનુ શરદ ઋતુના સરોવરના જલની જેમ પ્રસન્નપણુ છે અને મોટા સમુદ્રના મધ્યની જેમ ગભીરપણુ છે, તેથી અકાલને વિષે ઉત્સુકપણુ થતુ નથી ૬૪

ચારિત્રના પરિણામને પ્રસન્નપણુ અને ગભીરપણુ શાથી થાય છે ? તે કહે છે

**हितावहत्वादिति ॥ ६५ ॥**

**મૂલાર્થ—ચારિત્રના પરિણામને હિતકારીપણુ છે, તેથી. ૬૫**

૧ લાકડામા જીવ ઉત્પન્ન થઇને લાકડાને કાતરે છે, તેનો અક્ષરના જેવો આકાર થઇ જાય છે તે ઘુણાક્ષર ન્યાય કહેવાય છે

**વિશેષાર્થ**—ચારિત્રના પરિણામનું એકાંતેજ હિતકારિપણું છે, એ હેતુ માટે. ૬૫

અહિં કોઇ શંકા કરે કે, જો ચારિત્રનો પરિણામ પ્રસન્ન, ગંભીર અને હિતકારી છે, તો તે ચારિત્રના પરિણામની પ્રાપ્તિ થયા છતાં પણ શાસ્ત્રના તે વચન વડે સાધુઓને શિક્ષણ કેમ કહ્યું છે ? જેમકે,—

" गुरुकुलवासो गुरुतंतया य उचियविणयस्स करणं च ।
वसहीपमज्जणाइसुजत्तो तह काल विक्खाए ॥ १ ॥
अनिगूहणाबलंमि सव्वत्थ पवत्तणं पसन्तीए ।
नियलाभचिंतणं सइ अणुग्गहो मित्ति गुरुवयणे ॥ २ ॥
संवरनिच्छिद्दत्तं छज्जीवणरक्खणासु परिसुद्धे ।
विहिसज्झाओ मरणादवेक्खणं जइ जणुवएसो ॥ ३ ॥

" મુનિ ગુરૂકુલને વિષે નિવાસ કરે, ગુરૂને આધીન રહે, ઉચિત એવો વિનય કરે અને કાલની અપેક્ષાએ કરીને વસતિની પ્રમાર્જનાદિ કરવાને વિષે યત્ન કરે. ૧

તથા બલનું ગોપન ન કરે, સર્વ ઠેકાણે પ્રશાંતપણે પ્રવર્ત્તે, પોતાને લાભ થાય તેવું નિરંતર ચિંતવન કરે અને ગુરૂની આજ્ઞા થતાં ગુરૂએ મારી ઉપર મોટો અનુગ્રહ કર્યો, એમ માને. ૨

તથા સંવરને વિષે અતિચારાદિ છિદ્ર-દોષનું નિવારણ કરે, છકાય જીવની રક્ષાને વિષે શુદ્ધપણું રાખે, વિનયાદિ વિધિવડે સ્વાધ્યાય કરે, મરણાદિકની અપેક્ષા રાખે, એટલે શાસ્ત્રોક્ત મરણના વિચાર કરે અને યતિજનો પાસે ઉપદેશ સાંભળે." ૩

ઈત્યાદિ શાસ્ત્રમાં સાધુઓને શિક્ષાવચનો કેમ નિરૂપણ કર્યા છે ? એ શંકાનુ સમાધાન કરવા કહે છે.

**चारित्रिणां तत्साधनानुष्ठानविषयस्तूपदेशः प्रतिपात्यसौ, कर्मवैचित्र्यादिति ॥ ६६ ॥**

**મૂલાર્થ**—તે ચારિત્રના પરિણામને સાધનાર

એવા જે અનુષ્ઠાન તે જેનો વિષય છે એવા ઉપદેશ શાસ્ત્રમાં કહ્યો છે, તેનુ કારણ એ છે કે, કર્મના વિચિત્ર પરિણામથી આ ચારિત્ર પરિણામ પડવાનો છે, એટલે ઉપદેશની સફલતા છે, તેથી ઉપદેશ કરવો યોગ્ય છે. ૬૬

વિશેષાર્થ—ચારિત્ર જેમને પરિણમ્યુ છે, એવા પુરૂષોને જે ચારિત્ર પરિણામ છે, તેના જે ગુરૂકુલવાસ વગેરે સાધનો-અનુષ્ઠાનો છે, તેના વિષયરૂપ જે ઉપદેશ-ઉપદેષ્ટાના વચનરૂપ જે શાસ્ત્રમા કહેલો છે, તે અતિ ઉત્તમ છે કારણકે, તે ચારિત્રનો પરિણામ કર્મની વિચિત્રતાને લઇને પતનશીલ છે, એટલે પડનારો છે તે વિચિત્ર કર્મોથી શુ નથી સભવતુ ? અર્થાત્ સર્વ વાત સભવે છે, તેને માટે શાસ્ત્રમા કહ્યુ છે—

कम्माइ नूण घणचिक्कणाइ कढिणाइ वज्जसाराइ ।
णाणड्ढयपि पुरिस पथाओ उप्पह नेंति ॥ १ ॥

" ગાઢ ચિક્કણા, કઠિન, અને વજ્રના જેવા મજબુત એવા કર્મો જ્ઞાનને વિષે સ્થિર થયેલા પુરૂષને પણ સન્માર્ગથી ઉન્માર્ગ પ્રત્યે લઈ જાય છે " ૧

તેથી કોઇવાર કોઇનો પતિત થયેલ ચારિત્રનો પરિણામ તે પ્રકારના આકર્ષણના વશથી સારી રીતે પ્રયોજેલા ગુરૂકુલ વાસ વગેરેથી પુન તે ચારિત્ર પરિણામ જે પ્રવર્ત્તે છે, તેથી ચારિત્ર પરિણામના સાધન રૂપ જે ગુરૂકુલવાસાદિક તેનો ઉપદેશ અતિશય શ્રેષ્ટ છે ૬૬

तत्सरक्षणानुष्ठानविषयश्च चक्रादिप्रवृत्त्यवसानप्रमाधानज्ञातादिति ॥ ६७ ॥

મૂલાર્થ—ચક્ર વગેરેની ભ્રમણ રૂપ પ્રવૃત્તિની મદતામાં દડ વડે જેમ તેના વેગમા તીવ્રતા થાય છે, એ દષ્ટાત વડે ચારિત્ર પરિણામના રક્ષણના વિષયમા ઉપદેશ પ્રવર્ત્તે છે. ૬૭

**વિશેષાર્થ**—પ્રાપ્ત થયેલા ચારિત્રના પરિણામના પરિણામનું રક્ષણ કરવું, પાલન કરવું, તેને માટે જે અનુષ્ઠાન તે જેનો વિષય છે એવો ઉપદેશ, અહિં च સમુચ્ચય અર્થમાં છે. તે ઉપદેશ આ પ્રમાણે—

" वज्जेज्जा संगग्गि पासत्थाईहिं पावमित्तेहिं ।
कुज्जाउ अप्पमत्तो सुद्धचरित्तेहिं धीरेहिं ॥ १ ॥ "

" અપ્રમત્ત એવા પુરૂષે પાસત્થાદિક પુરૂષોના સંસર્ગનો ત્યાગ કરવો. અને શુદ્ધ ચારિત્રવાલા ધીર પુરૂષોનો સંસર્ગ કરવો. " ૧

ઇત્યાદિરૂપ જે ઉપદેશ તે કુંભાર વગેરેના જે ચક્રાદિ, આદિ શબ્દથી રેંટ પ્રમુખ યંત્રો, તેની ભ્રમણ રૂપ જે પ્રવૃત્તિ, તેના અવસાનમાં એટલે તેની મંદતામાં જે ફરીવાર દંડના યોગથી તીવ્રપણું જેમ કરવામાં આવે છે, તેમ ચારિત્રવાલા પ્રાણીને તેવી જાતના વીર્યના હ્રાસ ( હાનિ થવાથી ) થી ચારિત્ર પરિણામની મંદતા થતાં તે પરિણામની ફરીથી તીવ્રતા કરવાને અર્થે તે ઉપદેશ પ્રવર્ત્તે છે. ૬૭.

હવે તે ઉપદેશની નિષ્ફળતા કહેવાને કહે છે.

**माध्यस्थ्ये तद्वैफल्यमेवेति ॥ ६८ ॥**

**મૂલાર્થ—મધ્યસ્થપણાને વિષે ઉપદેશની નિષ્ફલતા જ હોય છે. ૬૮**

**વિશેષાર્થ**—મધ્યસ્થભાવ એટલે ચારિત્ર પરિણામની અપ્રવૃત્તિ અને પ્રવૃત્તિનો અંત એ બે અવસ્થાના મધ્ય ભાગરૂપ મધ્યસ્થપણું પ્રવર્ત્તતાં એટલે ચારિત્ર પરિણામની તીવ્રતા થતાં એ ઉપદેશનું નિષ્ફલપણું છે. ૬૮

ઉપદેશની નિષ્ફલતા શા માટે છે ? તેનો ઉત્તર આપે છે.

**स्वयंभ्रमणसिद्धेरिति ॥ ६९ ॥**

**મૂલાર્થ—પોતાની મેળેજ ભ્રમણની સિદ્ધિ છે, એ હેતુ માટે. ૬૯**

વિશેષાર્થ—પોતાની મેળે ભ્રમણની સિદ્ધિ છે એટલે ચક્ર ભ્રમણની જેમ પોતાની મેળે ચારિત્ર પરિણામની તીવ્રતાની સિદ્ધિ પ્રવર્તેલી છે, એ હેતુ માટે ઉપદેશ નિષ્ફળ છે ૬૯

એજ ભાવના ભાવતા કહે છે એટલે ઉપદેશની અપેક્ષા રાખ્યા વિના પ્રવર્તેલા ચારિત્ર પરિણામની ભાવના કરે છે

**भावयतिर्हि तथा कुशलाशयत्वादशक्तोऽसमजसप्रवृत्ता-वितरस्यामिवेतर इति ॥ ७० ॥**

**મૂલાર્થ—ભાવયતિ તેવી રીતના કુશલ આશય-પણાને લઇને અઘટિત પ્રવૃત્તિ કરવામાં અશક્ત છે, અને જે ભાવયતિ નથી તે ઘટિત પ્રવૃત્તિને વિષે અશક્ત છે, તેમ તે પણ અશક્ત છે. ૭૦**

વિશેષાર્થ—જે ભાવયતિ એટલે પરમાર્થથી સાધુ છે, તે ચારિત્રની વૃદ્ધિ થવાનુ કારણ રૂપ, અને શુદ્ધ એવા આશયને લઇને અનાચારની સેવાને વિષે પ્રવૃત્તિ કરવાને અશક્ત છે, એટલે ભાવ યતિથી અનાચાર સેવી શકાતોજ નથી તે ઉપર દૃષ્ટાંત આપે છે જેમ અભાવયતિ એટલે વિડબનાને પામતો એવો જે દ્રવ્યયતિ તે ભાવથકી સયમની પ્રવૃત્તિ કરવાને વિષે અશક્ત છે, તેમ આ ભાવ-યતિ અઘટિત પ્રવૃત્તિ કરવામા અશક્ત જાણવો અર્થાત્ અઘટિત પ્રવૃત્તિ કરવામા જેમ અસાધુને ઉપદેશની અપેક્ષા નથી, તેમ ઉત્તમ સાધુને ઘટિત પ્રવૃત્તિ કરવામા ઉપદેશની અપેક્ષા નથી ૭૦

આ ઠેકાણે કાઇક વિશેષ કહે છે

**इति निदर्शनमात्रमिति ॥ ७१ ॥**

**મૂલાર્થ—પ્રથમ જે સરખાપણુ કહ્યુ, તે કેવલ દૃષ્ટાંત માત્ર જાણવુ. ૭૧**

વિશેષાર્થ—' અસાધુ પુરૂષ જેમ ઘટિત પ્રવૃત્તિ કરવામા અશક્ત છે ' એમ જે પૂર્વે કહ્યુ, તે કેવલ દૃષ્ટાંત માત્ર જાણવુ ૭૧

પૂર્વે કહ્યું, તે દૃષ્ટાંત માત્ર છે તે માટે કહે છે

**न सर्वसाधर्म्ययोगेनेति ॥ ७२ ॥**

**મૂલાર્થ—જે પૂર્વે કહેલ તે સર્વ પ્રકારના સાદૃશ્ય ચોગથી દૃષ્ટાંત નથી. ૭૨**

**વિશેષાર્થ**—સર્વ પ્રકારના સદૃશ ચોગવડે કરી પૂર્વે કહેલું દૃષ્ટાંત નથી. ત્યારે શું છે ? તે દેશથી સરખાપણામાં દૃષ્ટાંત માત્ર છે, એમ જાણવું. ૭૨

એ દૃષ્ટાંતમાં સર્વ સદૃશપણાને ચોગ નથી એ શાથી કહો છો ? તેનો ઉત્તર કહે છે.

**यतेस्तदप्रवृत्तिनिमित्तस्य गरीयस्त्वादिति ॥ ७३ ॥**

**મૂલાર્થ—તે ભાવયતિને અઘટિત કાર્યમાં અપ્રવર્ત્તાવવાના નિમિત્તરૂપ જે સમ્યક્ત્વાદિ તેનું અતિશય ગુરૂપણું છે, એ હેતુ માટે. ૭૩**

**વિશેષાર્થ**—તે ભાવ સાધુને અનાચાર સેવનાદિક તે અઘટિત પ્રવૃત્તિમાં ન પ્રવર્ત્તાવાનું નિમિત્ત–કારણરૂપ જે સમ્યગ્દર્શનાદિ પરિણામ, તેનું અતિશય મોટાપણું છે. એટલે તેવા પ્રકારના કર્મના ઉદયથી થયેલા એજ હેતુ માટે જીવના અસ્વભાવભૂત એવા મિથ્યાત્વાદિકથી સમ્યગ્દર્શન વગેરેનું ગુરૂપણું છે, તે કારણથી સર્વ સાધર્મ્યચોગે કરી પૂર્વોક્ત દૃષ્ટાંત નથી. ૭૩

એ સમ્યગ્દર્શનાદિકના ગુરૂપણાનીજ ભાવના ભાવે છે.

**वस्तुतः स्वाभाविकत्वादिति ॥ ७४ ॥**

**મૂલાર્થ—વસ્તુતાએ સમ્યગ્દર્શનાદિકને આત્મસ્વભાવમયપણું છે, માટે. ૭૪**

**વિશેષાર્થ**—વસ્તુતાએ પરમાર્થ વૃત્તિએ ઘટિત પ્રવૃત્તિના નિમિત્ત કારણરૂપ એવા સમ્યગ્દર્શનાદિકને આત્મસ્વભાવમયપણું છે, માટે મિથ્યાત્વાદિકથી સમ્યક્ત્વાદિકનું ગુરૂપણું છે. ૭૪

**तथा सद्भाववृद्धेः फलोत्कर्षसाधनादिति ॥ ७५ ॥**

મૂલાર્થ—વળી શુદ્ધ પરિણામની વૃદ્ધિને મોક્ષરૂપ મહાફલનુ સાધવાપણુ છે, માટે સમ્યક્ત્વાદિકને ગુરૂપણુ છે. ૭૫

વિશેષાર્થ—શુદ્ધ પરિણામ રૂપ જે સદ્ભાવ તેનો જે ઉત્કર્ષ તેને મોટા મોક્ષરૂપ ફલનુ કારણરૂપ છે એટલે વૃદ્ધિ પામેલો સમ્યગ્દર્શનાદિ શુદ્ધ ભાવ મોક્ષને સાધે છે પણ મિથ્યાત્વાદિ અશુદ્ધ ભાવ કદિ પણ મોક્ષને સાધતો નથી, એથી પરમ ફળરૂપ મોક્ષના કારણપણાને લઇને મિથ્યાત્વાદિકથી એ શુદ્ધ પરિણામરૂપ સમ્યગ્દર્શનાદિ શુદ્ધ ભાવ અતિશય શ્રેષ્ઠ છે ૭૫

મિથ્યાત્વાદિકથી સમ્યગ્દર્શનાદિક અતિશય મોટુ છે, એમ શા કારણથી કહો છો ? તેનો ઉત્તર કહે છે

उपप्लवविगमेन तथावभासनादितीति ॥ ७६ ॥

મૂલાર્થ—રાગદ્વેષાદિ ઉપદ્રવ જવાથી તેવો બોધ થાય છે, એ હેતુ માટે. ૭૬.

વિશેષાર્થ—રાગદ્વેષાદિ અતરના ઉપદ્રવનો નાશ થવાથી તેવી જાતનો આભાસ થાય છે, એટલે અઘટિતમા પ્રવર્ત્તવુ યોગ્ય નથી એવી પ્રતીતિ ભાવયતિને થાય છે પૂર્વે કહ્યુ હતુ કે ઘટિત પ્રવૃત્તિ કરવાને વિષે અસાધુ અસમર્થ છે, એવુ દષ્ટાત આપ્યુ હતુ, તે દષ્ટાત માત્ર છે, એમ સિદ્ધ થયુ અહિ इति શબ્દ વાક્યની સમાપ્તિના અર્થમા છે ૭૬

હવે ઉપસહાર કરતા કહે છે

एवंविधयतेः प्रायो, भावशुद्धेर्महात्मन' ।
विनिवृत्ताग्रहस्योच्चैर्मोक्षतुल्यो भवोऽपि ही ॥

મૂલાર્થ—ભાવની શુદ્ધિ થવાથી જેને દુરાગ્રહ નથી એવા મહાત્મા ભાવયતિને બહુધા આ સસાર પણ મોક્ષના જેવો છે

**વિશેષાર્થ**—પોતાની સ્થિતિને ઘટે તેવા અનુષ્ઠાનના આરંભને કરનારા અને ભાવશુદ્ધિ થવાથી જેનું રૂપ પ્રથમ કહેલું છે એવા મહાત્મા અને શરીરાદિ સંબંધી મૂર્છાદોષ જેનો નાશ પામ્યો છે, એવા ભાવસાધુને સંસાર પ્રાયે કરી અત્યંત મોક્ષ તુલ્ય થાય છે. મોક્ષ એજ મોક્ષ છે, એમ **अपि** શબ્દનો અર્થ છે. અહિં **हि** શબ્દ સ્ફુટ અર્થમાં છે. આ સંસારજ મોક્ષ રૂપ છે, તે વિષે કહ્યું છે કે—

" निर्जितमदमदनानां वाक्कायमनोविकाररहितानाम् ॥
विनिवृत्तपराशानामिहैव मोक्षः सुविहितानाम् ॥१॥

"જેમણે મદ તથા મદન-કામને જીત્યા છે, જેઓ મન, વચન અને કાયાના વિકારોથી રહિત છે અને જેમણે પારકી આશા ( પુદ્ગલ ભાવની ઇચ્છા ) દૂર કરી છે, એવા સુવિહિત સાધુઓને અહિંજ મોક્ષ છે." ૧

આ સંસાર પણ મોક્ષ રૂપ છે, તે વિષે યુક્તિ કહે છે.

सद्दर्शनादिसंप्राप्तेः संतोषामृतयोगतः ।
भावैश्वर्यप्रधानत्वात्तदासन्नत्वतस्तथा ॥

**મૂલાર્થ—સત્ એવા દર્શનાદિકની પ્રાપ્તિથી તથા સંતોષરૂપ અમૃતના યોગથી, ભાવથી, ઐશ્વર્યના પ્રધાનપણાથી અને મોક્ષના સમીપપણાથી અહિંજ મોક્ષ છે.**

**વિશેષાર્થ**—ચિંતામણિ, કલ્પવૃક્ષ અને કામધેનુની ઉપમાઓને જેમણે તિરસ્કાર કરેલી (ન્યૂન કરેલી) છે એવા સમ્યક્જ્ઞાન અને સમ્યગ્ ચારિત્રના લાભથી પ્રાપ્ત થયેલ જે સંતોષરૂપ અમૃત યોગ, તેનાથી સંસાર પણ મોક્ષ તુલ્ય થાય છે. તે વિષે બીજી યુક્તિ કહે છે. ભાવથી ઐશ્વર્યનું પ્રધાનપણું છે એટલે ક્ષમા, માર્દવ વગેરેથી ઉત્તમપણું છે, તેથી તેમ મોક્ષનું સમીપપણું છે, તેથી પૂર્વે કહેલા ભાવયતિને સંસાર મોક્ષ તુલ્ય થાય છે. તથા શબ્દ બીજા હેતુને સૂચવે છે.

પૂર્વોક્ત વાતને સમર્થ કરે છે.

उक्त मासादिपर्यायवृद्धया द्वादशभिः परम् ।
तेजः प्राप्नोति चारित्री, सर्वदेवेभ्य उत्तमम् ।।

**મૂલાર્થ**—માસાદિ પર્યાયની વૃદ્ધિએ કરીને યાવત્ બાર માસે કરીને ચારિત્રધારી પુરૂષ સર્વ દેવતાઓથી ઉત્તમ એવા તેજને-ઉત્કૃષ્ટ સુખને પ્રાપ્ત કરે છે.

**વિશેષાર્થ**—ભગવતી સૂત્રમા નિરૂપણ કર્યું છે તે શુ નિરૂપણ કર્યું છે? માસાદિ પર્યાયની વૃદ્ધિવડે કરીને એટલે એક, બે, ત્રણ માસ ઇત્યાદિ ક્રમવડે કરી પર્યાયની વૃદ્ધિ સતે ઉત્કૃષ્ટ બાર માસે કરીને ચિત્તના સુખના લાભરૂપે લક્ષણવાળા ઉત્કૃષ્ટ તેજને તે વિશિષ્ટ ચારિત્રવાલો (ભાવયતિ) પુરૂષ પામે છે તે તેજની ઉત્કૃષ્ટતા સ્પષ્ટ કરે છે ભવનપતિથી આરભી અનુત્તર વિમાનવાસી દેવ સુધીના સર્વ દેવતાઓથી ઉત્તમ એવા સુખને પામે છે એટલે સર્વ દેવતાના સુખથી અધિક સુખને પામે છે

તે વિષે ભગવતી સૂત્રમા આ પ્રમાણે છે-"વર્ત્તમાન કાલમા વર્ત્તતા એવા આ શ્રમણ નિર્ગ્રંથ સાધુઓ ચિત્તસુખના લાભરૂપ લક્ષણવાળી કોની તેજોલેશ્યાને ઉલ્લઘન કરે છે? એ પ્રશ્ન થતા તેના ઉત્તરમા કહે છે કે, એક માસના ચારિત્રના પર્યાયવાલો શ્રમણ નિર્ગ્રંથ સાધુ વાણવ્યતર દેવતાઓની તેજોલેશ્યાને ઉલ્લઘન કરે છે બે માસ પર્યાયવાલો સાધુ અસુરેદ્ર શિવાયના ભવનપતિ દેવતાની તેજોલેશ્યાને ઉલ્લઘન કરે છે ત્રણ માસના પર્યાયવાલો સાધુ અસુરેદ્ર એવા દેવતાની તેજોલેશ્યાને અતિક્રમણ કરે છે, ચાર માસ પર્યાયવાલો સાધુ ચદ્રસૂર્ય શિવાય ગ્રહ, નક્ષત્ર અને તારારૂપ જ્યોતિષ્ક દેવતાની તેજોલેશ્યાને ઉલ્લઘન કરે છે પાચ માસના પર્યાયવાલો સાધુ ચદ્ર સૂર્ય એવા જ્યોતિષદેવની તેજોલેશ્યાને ઉલ્લઘન કરે છે છ માસ પર્યાયવાલો સાધુ સૌધર્મ અને ઇશાન દેવલોકના દેવતાની તેજોલેશ્યાને ઉલ્લઘન કરે છે સાત માસના પર્યાયવાળો સાધુ સનત્કુમાર અને માહેદ્ર દેવલોકના દેવતાની તેજોલેશ્યાને ઉલ્લઘન કરે છે આઠ માસના પર્યાયવાલો સાધુ બ્રહ્મલોક અને લાતક દેવલોકના દેવતાની તેજોલેશ્યાને ઉલ્લઘન

કરે છે. નવ માસના પર્યાયવાલો સાધુ મહા શુક્ર અને સહસ્રાર દેવલોકના દેવતાની તેજોલેશ્યાને ઉલ્લંઘન કરે છે. દશ માસના પર્યાયવાલો નિર્ગ્રંથ મુનિ આનત, પ્રાણત, આરણ અને અચ્યુત દેવલોકના દેવતાની તેજોલેશ્યાને ઉલ્લંઘન કરે છે. અગીયાર માસના પર્યાયવાલો નિર્ગ્રંથ મુનિ નવગ્રૈવેયક દેવતાની તેજોલેશ્યાને ઉલ્લંઘન કરે છે. બાર માસના પર્યાયવાલો નિર્ગ્રંથ મુનિ અનુત્તર વિમાનના દેવતાની તેજોલેશ્યાને ઉલ્લંઘન કરે છે. ત્યાર પછી શુક્લ અને શુક્લાભિજાત્ય થઇને સિદ્ધ થાય છે; બુદ્ધ થાય છે, મુક્ત થાય છે, પરિનિર્વાણ થાય છે, યાવત્ સર્વ દુઃખનો અંત કરે છે. ( એટલે સામાન્ય રીતે અણિમાદિ ઐશ્વર્ય પામે છે, બુદ્ધ કહેતાં કેવલિ થાય છે, મુક્ત કહેતાં ભવોપગ્રાહી કર્મથી મુક્ત થાય છે, પરિનિર્વાણ કહેતાં સર્વથા કર્મ રહિત થઈ યાવત્ સર્વ દુઃખનો અંત કરે છે. )

ઇતિ મુનિચંદ્ર વિરચિત ધર્મબિંદુ ગ્રંથની ટીકાને વિષે
યતિધર્મના વિષયના વિધિ નામે છઠ્ઠો
અધ્યાય સંપૂર્ણ થયો.






# सप्तम अध्याय ।




નુ આ પ્રથમ સૂત્ર—

फलप्रधान आरभः, इति सल्लोकनीतितः ।
सचेपादुक्तमस्येद, व्यासतः पुनरुच्यते ॥

મૂલાર્થ—જેનુ ફલ પ્રધાન હોય તેનો આરભ કરવો, એ સત્પુરૂષોની નીતિ છે, તેથી ગ્રથના આદ્યમાં ધર્મનુ આ ફલ છે, એમ સક્ષેપમા કહેલુ છે, તે ધર્મના ફલને હવે વિસ્તારથી કહે છે.

વિશેષાર્થ—શિષ્ટ જનનો એવો આચાર છે કે, ફલ જેમા પ્રધાન છે, એવી ધર્માદિક સબધી પ્રવૃત્તિ કરવી એવી સત્પુરૂષોની નીતિનો આશ્રય કરી ગ્રથકારે 'ધર્મનુ આ ફલ છે' એમ સક્ષેપથી ગ્રથના આરભમા 'धनदो धनार्थिना मोक्त' એ શ્લોકવડે કહેલુ છે તેને [ ધર્મના ફલને ] હવે વિસ્તારથી કહે છે

અહિં કોઇ શકા કરે કે, હવે તમે ધર્મનું ફલ વિસ્તારથી કહો છો તો પ્રથમ સક્ષેપથી કેમ કહ્યુ ? તેનો ઉત્તર આપે છે

प्रवृत्त्यगमदः श्रेष्ट, सत्त्वाना प्रायशश्च यत् ।
आदौ सर्वत्र तद्युक्तमभिधातुमिद पुनः ॥

મૂલાર્થ—સર્વ કાર્યને વિષે પ્રાણીઓને પ્રવૃત્તિ થવાનુ કારણ માયે કરી એના ફલનુ કહેવુ, એ શ્રેષ્ઠ છે,

માટે ગ્રંથના આરંભને વિષે સંક્ષેપે ફલ કહેવું, તે યુક્ત છે, અને હવે ગ્રંથને અંતે ધર્મના ફલને વિસ્તારથી કહેવું તે યુક્ત છે.

**વિશેષાર્થ**—ફલના અર્થી એવા પ્રાણીઓને ધર્માદિ સર્વ કાર્યમાં પ્રવૃત્તિ થવાનું કારણ પ્રાયે કરી ફલ છે, તે હેતુ માટે આ ગ્રંથના આદિમાં સંક્ષેપથી ફલ કહ્યું, તે યુક્ત છે કારણકે, પ્રથમથીજ વિસ્તાર વડે ફલ કહીએ તો શાસ્ત્રના અર્થને કહેવાનો ઘણો અંતર થવાથી સાંભળનારને નીરસ ભાવ થવાનો પ્રસંગ આવે તેથી કરીને શાસ્ત્ર સાંભળવામાં અનાદરજ થાય માટે આદ્યમાં સંક્ષેપથી ફલ કહેવું અને અંતે વિસ્તારથી ફલ કહેવું, તે યુક્ત છે. તેથી હવે ગ્રંથકાર ધર્મના ફલને વિસ્તારથી કહે છે.

यथा–विशिष्टं देवसौख्यं यच्छिवसौख्यं च यत्परम् ।
धर्मकल्पद्रुमस्येदं, फलमाहुर्मनीषिणः ॥ इति

**મૂલાર્થ**—દેવસંબંધી મોટું સુખ, ઉત્કૃષ્ટ મોક્ષસુખ એ ધર્મરૂપી કલ્પવૃક્ષનું ફલ છે, એમ મોટા બુદ્ધિમાન્ પુરૂષો કહે છે.

**વિશેષાર્થ**—વિશિષ્ટ એટલે સૌધર્માદિ દેવલોકને સંબંધે કરી બાકી રહેલા દેવ સંબંધી સુખથી અતિશય મોટું દેવસુખ કે જે અહિં આગળ કહેવામાં આવશે; એવું ઉત્કૃષ્ટ મોક્ષસુખ તે બંને ભાવધર્મરૂપ કલ્પવૃક્ષના વિખ્યાત ફલ છે, એમ સુધર્માસ્વામી પ્રમુખ મહાન્ મુનિઓ કહે છે.

इत्युक्तो धर्मः सांप्रतमस्य फलमनुवर्णयिष्यामः ॥ १ ॥

**મૂલાર્થ**—એવી રીતે ગૃહસ્થ ધર્મ અને યતિધર્મ કહેવામાં આવ્યો, હવે તે ધર્મના ફલનું વર્ણન કરીએ છીએ. ૧

**વિશેષાર્થ**—એ સૂત્રનો અર્થ સુગમ છે, તેથી ટીકા આપી નથી.

द्विविध फलमनंतरपरंपरभेदादिति ॥ २ ॥

મૂલાર્થ—અનંતર ફલ અને પરંપરા ફલ એમ બે પ્રકારનુ ધર્મનુ ફલ છે. ૨

વિશેષાર્થ—ધર્મનુ ફલ બે પ્રકારનુ છે તે કયે પ્રકારે? એક અનંતર ફલ અને બીજુ પરંપરા ફલ—એ બે ભેદથી જાણવુ. ૨

तत्रानंतरफलमुपप्लवह्रास इति ॥ ३ ॥

મૂલાર્થ—તેમા રાગાદિ ઉપદ્રવનો નાશ થવો એ અનંતર ફલ છે. ૩

વિશેષાર્થ—પ્રથમ કહેલ ધર્મના બે ફલમા અનંતર ફલ દેખાડે છે, જેમકે, રાગદ્વેષાદિ દોષનો વિશેષ ઉદય થવા રૂપ લક્ષણવાલા ઉપદ્રવનો સર્વ પ્રકારે નાશ થવો—એ ધર્મનુ અનંતર ફલ છે ૩

तथा—भावैश्वर्यवृद्धिरिति ॥ ४ ॥

મૂલાર્થ—ભાવૈશ્વર્યની વૃદ્ધિ થવી એ ધર્મનુ અનંતર ફલ છે. ૪

વિશેષાર્થ—ભાવૈશ્વર્ય એટલે ઉદારતા, અનુકૂલતા, પાપકર્મની નિંદા, વગેરે ગુણોનો લાભ તેની વૃદ્ધિ એટલે ઉત્કર્ષ એ ધર્મનુ અનંતર ફલ છે ૪

तथा—जनप्रियत्वमिति ॥ ५ ॥

મૂલાર્થ—લોકપ્રિય થવુ, એ ધર્મનુ અનંતર ફલ છે. ૫

વિશેષાર્થ—સર્વ લોકના ચિત્તને આનંદ ઉપજાવવાપણુ એ ધર્મનુ અનંતર ફલ છે ૫

परंपरफलं तु सुगतिजन्मोत्तमस्थानपरंपरानिर्वाणावाप्तिरिति ॥ ६ ॥

**મૂલાર્થ**—સારી ગતિમાં જન્મ થવો, ઉત્તમ સ્થાનની પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થવી, એ બેનું જે થવું, તે ધર્મનું પરંપરા ફલ છે. ૬

**વિશેષાર્થ**—સારી ગતિમાં જન્મ થવો, ઉત્તમ સ્થાનની પરંપરાએ કરી મોક્ષની પ્રાપ્તિ થવી એ બંનેનું થવું તે ધર્મનું પરંપરા ફલ છે. ૬

હવે સૂત્રકાર પોતેજ એ સૂત્રની ભાવના કરે છે. એટલે પરંપરા ફલને દર્શાવનાર સૂત્રનો વિસ્તાર કરે છે.

सुगतिर्विशिष्टदेवस्थानामिति ॥ ७ ॥

**મૂલાર્થ**—સૌધર્મ દેવલોકાદિ સારા સ્થાન પ્રત્યે જવું, તે સુગતિ કહેવાય છે. ૭

**વિશેષાર્થ**—સુગતિ એટલે શું? સૌધર્માદિ દેવલોક તે સુગતિ કહેવાય છે. ૭

तत्रोत्तमा रूपसंपत्, सत्स्थितिप्रभावसुखद्युतिलेश्यायोगः, विशुद्धेंद्रियावधित्वं, प्रकृष्टानि भोगसाधनानि, दिव्यो विमाननिवहः, मनोहराण्युद्यानानि, रम्या जलाशयाः, कांता अप्सरसः, अतिनिपुणाः किंकराः, प्रगल्भो नाट्यविधिः, चतुरोदारा भोगाः, सदा चित्ताह्लादः, अनेकसुखहेतुत्वं, कुशलानुबंधः, महाकल्याणपूजाकरणं, तीर्थंकरसेवा, सद्धर्मश्रुतौ रतिः, सदा सुखित्वमिति ॥ ८ ॥

**મૂલાર્થ**—તે દેવલોકમાં ઉત્તમ રૂપની સંપત્તિ, સ્થિતિ, પ્રભાવ, સુખ, કાંતિ અને લેશ્યાનો સારો યોગ થાય છે, નિર્મલ એવી ઇંદ્રિયો તથા અવધિજ્ઞાન, ઉત્કૃષ્ટ એવા ભોગના સાધનો, દિવ્ય વિમાનોનો સમૂહ, મનોહર ઉદ્યાનો, રમ્ય જલાશયો, સુંદર અપ્સરાઓ, અતિનિપુણ સેવકો, અતિ રમણીય નાટક વિધિ, ચતુર ઉદાર

**ભોગ, સદા ચિત્તને વિષે આનંદ, અનેકના સુખનું કારણપણું, પરિણામે સુખકારી સર્વ કાર્યની સંતતિ, મહા કલ્યાણકને વિષે પૂજાનું કરવું, તીર્થંકરની સેવા, શુભ ધર્મને સાંભળવામાં પ્રીતિ, અને નિરંતર સુખીપણું—એ સર્વની પ્રાપ્તિ થવી એ ધર્મનું પરંપરા ફલ છે. ૮**

**વિશેષાર્થ**—તે દેવલોકમાં શરીરની સંસ્થાન રૂપ લક્ષણવાલી રૂપ સંપત્તિ, સુંદર એવા સ્થિતિ, પ્રભાવ, સુખ, કાંતિ અને લેશ્યાનો યોગ તેમાં સ્થિતિ એટલે પલ્યોપમ–સાગરોપમ પ્રમાણે આયુષ્યની સ્થિતિ, પ્રભાવ એટલે નિગ્રહ અને અનુગ્રહ કરવાનું સામર્થ્ય, સુખ એટલે ચિત્તની સમાધિ, દ્યુતિ એટલે શરીર અને આભરણાદિકની કાંતિ, તેજોલેશ્યાદિ લેશ્યા, તેનો યોગ થવો, વિશુદ્ધ એટલે પોતપોતાના વિષયનું અવિપરીત જ્ઞાનનું ઉત્પન્ન થવું, તે વડે નિર્મલ એવી ઇંદ્રિયો અને અવધિજ્ઞાન, ઉત્કર્ષવાળા ભોગના સાધનો, તે આ પ્રમાણે—દિવ્ય એટલે પોતાની પ્રભાથી સમગ્ર તેજસ્વી સમૂહને વિડંબિત કરનાર એવો વિમાનોનો સમૂહ, મનોહર એટલે મનને હર્ષ આપનારા અશોક, ચંપો, પુન્નાગ, અને નાગકેશર, વગેરે વનસ્પતિઓથી ભરપુર એવા ઉદ્યાનો, રમવાને યોગ્ય એવા વાવ, ધરા, અને સરોવરાદિ જલાશયો, કાંતિવાલી દિવ્ય અપ્સરાઓ, આતનિપુણ એટલે શુદ્ધ વિનય વિધિને કરનારા સેવકો, અતિસુંદર નાટ્ય વિધિ એટલે તીર્થંકર વગેરેના ચરિત્રથી યુક્ત એવા અભિનયવાલા નાટકો, ચતુર એટલે તત્કાલ પ્રક્રિયો તથા ચિત્તને આકર્ષવામાં કુશલ એવા શબ્દાદિક વિષયો, સતત મનની પ્રસન્નતા, પોતાથી જુદા એવા અનેક દેવાદિકને તે તે વિવિધ જાતના યોગ્ય એવા આચારને સંપાદન કરવાના ચાતુર્યગુણ વડે બીજાને સંતોષ પમાડવામાં નિમિત્ત કારણ, કુશલ એટલે પરિણામે સુંદર એવો સર્વ કાર્યનો કુશલાનુબંધ—સુખની પરંપરાનું ઉત્પન્ન થવાપણું, મોટા કલ્યાણકો એટલે તીર્થંકરોના જન્મ તથા મહાવ્રતના અંગીકાર કરવા વિગેરેના સમયો, તેમને વિષે સ્નાત્ર, પુષ્પારોપણ ધૂપવાસ ઇત્યાદિ આપવાના પ્રકારે કરી પૂજા કરવી, પોતાના પ્રભાવે

કરી ત્રણ જગતના જીવોના મનને જેમણે વશ કરેલા છે. અને અમૃતના વર્ષાદ જેવી રસિક દેશનાના વિધિથી જેમણે ભવ્ય પ્રાણીઓના મનના તાપને નાશ કરેલો છે એવા પુરૂષરત્ન તીર્થંકરોની વંદના, નમન, ઉપાસના અને પૂજા વગેરેથી આરાધના કરવી, સત્ એટલે પારમાર્થિક એવા શ્રુત ચારિત્ર લક્ષણવાળા ધર્મને સાંભળવામાં પ્રીતિ એટલે સ્વર્ગમાં ઉત્પન્ન થયેલા તુંબુરૂ વગેરે ગાંધર્વોએ આરંભેલા પંચમ સ્વરના ગીતને સાંભળવાની પ્રીતિથી પણ અધિક સંતોષવાળી એવી પ્રીતિ, સદા સુખીપણું એટલે બાહેરના શયન, આસન, વસ્ત્ર અને અલંકાર વગેરેથી ઉત્પન્ન થયેલ શરીરના સુખથી યુક્તપણું એ સર્વ દેવ-સુગતિને વિષે પ્રાપ્ત થાય છે. ૮

**तथा तच्च्युतावपि विशिष्टे देशे विशिष्ट एव काले स्फीते महाकुले निःकलंकेऽन्वयेन उदग्रे सदाचारेण आख्यायिकापुरुषयुक्ते अनेकमनोरथापूरकमत्यंतनिरवद्यं जन्मेति ॥ ९ ॥**

**મૂલાર્થ—દેવલોકથી ચ્યવ્યાપછી પણ સારા દેશમાં, સારા કાલમાં, વંશવડે કલંકરહિત, સદાચારવડે મોટા અને જેની મોટી કથાઓ છે એવા પુરૂષોથી યુક્ત એવા પ્રસિદ્ધ કુલમાં અનેક મનોરથોને પુરનાર અને અત્યંત પાપથી રહિત એવો જન્મ થાય છે. ૯**

**વિશેષાર્થ**—દેવલોકથી ચ્યવ્યાપછી પણ તેમને સુખ થાય છે તો દેવલોકમાં સુખ હોય, તેમાં શું કહેવું ? એ અપિ શબ્દનો અર્થ છે, મગધ વગેરે સારા દેશમાં, સુષમદુષમાદિક સારા કાલમાં, પરિવારાદિ સહિત એવા ઇક્ષ્વાકુ વગેરેના મોટા કુલમાં જન્મ થાય છે તે મોટા કુલ એટલે જે કુલ અસત્ આચારના કલંકરૂપ કાદવથી રહિત છે. પિતા અને પિતામહ (બાપદાદા) ઇત્યાદિ પુરૂષોની પરંપરા એ યોગ્ય એવા દેવગુરૂ સ્વજનાદિક પુરૂષોની ઉચિત સેવારૂપ સદાચારથી યુક્ત છે. વળી કથા સાથે (બાંધેલા) જોડાએલા ખ્યાતિવાલા પુરૂષોથી યુક્ત છે એટલે અન્ય પુરૂષોથી ન બની શકે એવા તે પ્રકારના અસાધારણ આચરણ ગુણ વડે જેમની

કથાઓ પ્રસિદ્ધ છે, એવા પુરૂષોથી યુક્ત જે મહાકુલ છે, તેમા તે પુરૂષોનો જન્મ થાય છે, તે જન્મ કેવુ છે ? અનેક મનોરથોને પુરનાર એટલે સ્વજન પરજન આદિના મનોરથોને પુરણ કરનારૂ અને અતિશય નિર્દોષ એટલે શુભ લગ્ન તથા શુભ ગ્રહોની દૃષ્ટિ ઇત્યાદિ વિશિષ્ટ ગુણ સહિત હોવાથી એકાને સર્વ દોષથી રહિત એવુ પૂર્વે કહ્યા તે દેવલોકથી ચ્યવેલા પુરૂષોનુ જન્મ થાય છે ૯

તે ઉત્તમ મનુષ્ય જન્મને વિષે જે હોય છે, તેને કહે છે

सुदरं रूपं, आलयो लक्षणानां, रहितमामयेन, युक्तं प्रज्ञया, सगतं कलाकलापेन ॥ १० ॥

મૂલાર્થ—સુદર રૂપ, લક્ષણોનુ સ્થાન, રોગે રહિત, બુદ્ધિએ યુક્ત અને કલાઓના સમૂહ વડે યુક્ત એવુ જન્મ થાય છે. ૧૦

વિશેષાર્થ—સુંદર એટલે શુભ મસ્થાન સહિત એવુ રૂપ, ચક્ર, વજ્ર, સ્વસ્તિક, મત્સ્ય, કલશ અને કમળ વગેરે લક્ષણોનુ સ્થાન રૂપ, તેમ વળી જ્વર, અતિસાર, ભગદર વગેરે રોગથી રહિત, બહુ અને બહુ વિધ ઇત્યાદિ વિશેષણોને ગ્રહણ કરનારી વસ્તુબોધની શક્તિ રૂપ બુદ્ધિથી યુક્ત અને લિપિ શિક્ષાથી માંડીને પક્ષિઓના શબ્દોનુ જ્ઞાન થાય ત્યાસુધીની કલાઓના સમુદાય વડે યુક્ત એવુ જન્મ થાય છે ૧૦

तथा गुणपक्षपातः १, असदाचारभीरुता २, कल्याणमित्रयोग ३, सत्कथाश्रवण ४, मार्गानुगो बोधः ५, सर्वोचितप्राप्तिः हिताय, सत्त्वसघातस्य, परितोपकरी गुरूणा, सवर्द्धनी गुणांतरस्य, निदर्शन जनानां ६, अत्युदार आशयः ७, असाधारणा विपयाः ८, रहिता सक्लेशेन, अपरोपतापिन, अमगुलावसानाइति ॥ ११ ॥

મૂલાર્થ—વળી ગુણ ઉપર પક્ષપાત, નઠારા આચરણનો ભય, પવિત્ર બુદ્ધિ આપનારા મિત્રોનો

યોગ, સત્કથાનું શ્રવણ, મુક્તિ માર્ગને અનુસરતો બોધ, ધર્મ, અર્થ અને કામને સેવવા પ્રત્યે ઉચિત વસ્તુની પ્રાપ્તિ કે જે પ્રાણીઓના સમૂહના કલ્યાણને અર્થે થાય છે, જે માતાપિતાદિ ગુરૂજનને સંતોષ કરનારી છે, બીજા ગુણને વધારનારી છે અને લોકને દૃષ્ટાંત દેવા યોગ્ય છે, અતિ ઉદાર એવો મનનો પરિણામ થાય છે, અસાધારણ વિષયો પ્રાપ્ત થાય છે, જે વિષયો ક્લેશ રહિત, પરને પરિતાપ નહીં કરનારા અને સુંદર પરિણામવાલા છે. ૧૧

**વિશેષાર્થ**—ગુણ એટલે દુર્જનની પ્રાર્થના ન કરવી વિગેરે શિષ્ટ પુરૂષોના આચરણો; તેને માટે નીતિ શાસ્ત્રમાં કહેલું છે—

" असंतो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यस्तनुधनः,
प्रियावृत्तिर्न्याय्या मलिनमसुभंगेऽप्यसुकरम् ।
विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महतां,
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ १ ॥ "

" અસત્પુરૂષોની પાસે પ્રાર્થના કરવી નહીં, મિત્ર કે સગો હોય પણ જો તે થોડા ધનવાલો હોય તો તેની પાસે યાચના કરવી નહીં. ન્યાયથી સુંદર નિર્વાહ કરવો, પ્રાણનો નાશ થાય તોપણ અકાર્ય કરવું નહીં, વિપત્તિ આવે ત્યારે ઉન્નતપણે રહેવું અને મોટા પુરૂષોના આચરણને અનુસરવું. આ પ્રકારનું ખડ્ગની ધાર જેવું આકરૂં મોટા પુરૂષોનું વ્રત કોણે ઉપદેશ કરેલું છે? એ તો સત્ પુરૂષોનો સ્વભાવજ છે.

તે ગુણોનો પક્ષપાત એટલે તે ગુણો પોતાનામાં આવે એવી રીતે કરવું, એથીજ કરીને અસત્ આચરણથી ભય રાખવો એટલે ચોરી, વ્યભિચાર વગેરે અનાચારથી રોગ, વિષ અને બલતા અગ્નિ વગેરેની જેમ અતિશય ભય રાખવો. કલ્યાણ મિત્ર એટલે ધર્મને

વિષે બુદ્ધિ થવાના કારણરૂપ પુરૂષો તેમનો સબંધ રાખવો સત્ એટલે સદાચારી એવા ગૃહસ્થો અને યતિઓના ચરિત્રો સાભળવા, સુનિ માર્ગને અનુસરતો બોધ કરવો એટલે સર્વ વસ્તુનુ યથાર્થ તત્ત્વ સમજવુ સર્વ ધર્મ, અર્થ અને કામના આરાધન કરવા પ્રત્યે યોગ્ય એવી સર્વ વસ્તુની પ્રાપ્તિ થાય તે પ્રાપ્તિ કેવી છે ? તે ચાર વિશેષણોથી કહે છે જતુઓના સમૂહને કલ્યાણ કરનારી, માતા પિતાદિ ગુરૂજનને પ્રમોદ આપનારી, પોતાને તથા પરને બીજા ગુણોની વૃદ્ધિ કરનારી, અને તે તે સુદર આચરણને વિષે શિષ્ટ લોકોને દૃષ્ટાત દેવાની ભૂમિકારૂપ એવી સર્વોચિત પ્રાપ્તિ છે તેમજ તીવ્ર ઉદારતાવાલો મનનો પરિણામ અન્ય પુરૂષોને સાધારણ નહીં એવા શાલિભદ્રાદિકની જેમ શબ્દાદિક વિષયોની પ્રાપ્તિ થાય છે તે વિષયો કેવા છે ? અત્યત આસક્તિએ રહિત, પરને પરિતાપ નહીં કરનારા, અને પથ્ય વસ્તુના ભોગની પેઠે સુદર પરિણામવાલા અસાધારણ વિષયોની પ્રાપ્તિ થાય છે ૧૧

तथा काले धर्मप्रतिपत्तिरिति ॥ १२ ॥

મૂલાર્થ—અવસર આવે ધર્મનુ અગીકાર કરવાપણુ થાય છે. ૧૨

વિશેષાર્થ—અવસર એટલે વિષયથી વિમુખપણાના લાભનો સમય તેને વિષે સર્વ સાવદ્ય વ્યાપારનો પરિહાર કરવારૂપ ધર્મનુ અગીકાર કરવાપણુ થાય છે ૧૨

तत्र च गुरुमहायसंपदिति ॥ १३ ॥

મૂલાર્થ—તે ધર્મની પ્રાપ્તિને અવસરે નિર્દોષ હોવાથી મોટી ગુરૂ આદિની સહાયતારૂપ સપત્તિ મલે છે. ૧૩

વિશેષાર્થ—ગુરૂ એટલે સર્વ દોષ રહિતપણાએ મોટી ગુરૂ ગચ્છ વગેરેની સપત્તિ મલે છે ૧૩

ततश्च साधुसंयमानुष्ठानमिति ॥ १४ ॥

મૂલાર્થ—તે પછી સારી રીતે સંયમનું પાલન થાય છે. ૧૪

વિશેષાર્થ—સર્વ અતિચારના પરિહારથી શુદ્ધ એવું પ્રાણાતિપાત વગેરે પાપસ્થાનનું વિરમણ રૂપ સંયમનું આચરણ પ્રાપ્ત થાય છે. ૧૪

ततोऽपि परिशुद्धाराधनेति ॥ १५ ॥

મૂલાર્થ—શુદ્ધ સંયમ પાળવાથી અંતે પરિશુદ્ધ આરાધના થાય છે. ૧૫

વિશેષાર્થ—પરિશુદ્ધ એટલે મલિન નહીં, તેવી આરાધના એટલે જીવનના અંત સમયે કરેલી સંલેખના થાય છે. ૧૫

तत्र च विधिवच्छरीरत्याग इति ॥ १६॥

મૂલાર્થ—તે સંલેખનામાં વિધિયુકત શરીરનો ત્યાગ થાય છે. ૧૬

વિશેષાર્થ—શાસ્ત્રમાં કહેલા વિધિનું જેમ પ્રધાનપણું હોય એવી રીતે શરીરનો ત્યાગ થાય છે. ૧૬

ततो विशिष्टतरं देवस्थानमिति ॥ १७ ॥

મૂલાર્થ—પછી અતિશય શ્રેષ્ઠ એવું દેવતાનું સ્થાન મલે છે. ૧૭

વિશેષાર્થ—પ્રથમ પ્રાપ્ત થયેલા દેવતાના સ્થાનની અપેક્ષાએ અતિસુંદર એવા વિમાનમાં નિવાસ કરવા રૂપ સ્થાન મલે છે. ૧૭

ततः सर्वमेव शुभतरं तत्रेति ॥ १८ ॥

મૂલાર્થ—તે પછી ત્યાં અતિશય શુભ એવી સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે. ૧૮

વિશેષાર્થ—તે દેવસ્થાનમાં રૂપ, સંપત્તિ ઇત્યાદિ સર્વ વસ્તુ પૂર્વની અપેક્ષાએ સુંદરજ મલે છે. ૧૮

पर गतिशरीरादिहीनमिति ॥ १९ ॥

મૂલાર્થ—પરંતુ ગતિ તથા શરીરાદિક પૂર્વ પૂર્વની અપેક્ષાએ હીન હોય છે. ૧૯

વિશેષાર્થ—ગતિ એટલે દેશાતર જવારૂપ અને શરીર એટલે દેહ આદિ શબ્દથી પરિચાર તથા પ્રવીચાર વગેરેનુ ગ્રહણ કરવુ તે સર્વનુ હીનપણુ એટલે તુચ્છપણુ પ્રાપ્ત થાય છે કારણ કે, ઉત્તરોત્તર દેવતાના સ્થાનમા પૂર્વ પૂર્વ દેવતાના સ્થાનથી ગતિ પ્રમુખનુ અલ્પપણુ શાસ્ત્રને વિષે પ્રતિપાદન કરેલુ છે ૧૯

तथा रहितमौत्सुक्यदुःखेनेति ॥ २० ॥

મૂલાર્થ—તથા ઉત્સુકપણાના દુઃખવડે રહિત એવુ ઉત્તમદેવસ્થાનમા જન્મ થાય છે ૨૦

વિશેષાર્થ—ઉત્સુકપણાથી રહિત એટલે મન, વચન અને કાયાની ત્વરારૂપ પીડાથી રહિત હોય છે ૨૦

વળી તે કેવુ છે? તે કહે છે

अतिविशिष्टाह्लादादिमदिति ॥ २१ ॥

મૂલાર્થ—વળી તે જન્મ અતિશય આલ્હાદથી યુક્ત હોય છે. ૨૧

વિશેષાર્થ—અતિ ઉત્કર્ષને ભજનારા એવા જે આલ્હાદ એટલે આનદ, કુશલાનુબધ, મહા કલ્યાણકને વિષે પૂજા કરવી વગેરે સુકૃતો વડે યુક્ત એવા દેવસ્થાનને પામે છે ૨૧

तच्च्युतावपि विशिष्टदेश इत्यादि समानं पूर्वेणेति ॥२२॥

મૂલાર્થ—તે દેવસ્થાનથી ચ્યવ્યા પછી 'સારા દેશમાં જન્મ' ઇત્યાદિ જે પ્રથમ કહ્યુ તેમ જાણવુ. ૨૨

વિશેષાર્થ—વિશિષ્ટ દેશ તથા વિશિષ્ટ કાલ તથા પ્રસિદ્ધ એવુ મહાકુલ ઇત્યાદિ જે પૂર્વસૂત્રે કહ્યુ છે, તેમ જાણવુ. ૨૨

પૂર્વે જે કહ્યુ તેમા વિશેષ કહે છે—

विशिष्टतरं तु सर्वमिति ॥ २३ ॥

મૂલાર્થ—પૂર્વે જે સુંદર રૂપાદિ કહ્યાં તેથી અહિં વિશેષ રૂપાદ જાણવા. ૨૩

વિશેષાર્થ—પૂર્વે કહ્યા જે સુંદર રૂપાદિ તેથી અતિશય વિશિષ્ટ એવા નિર્દોષ જન્મ તથા સુંદર રૂપાદિ અહિં જાણવા. ૨૩

તે શાથી જાણવા તે કહે છે,

क्लिष्टकर्मविगमादिति ॥ २४ ॥

મૂલાર્થ—અશુભ કર્મનો નાશ થવાથી પૂર્વોક્ત નિર્દોષ જન્મ થાય છે. ૨૪

વિશેષાર્થ—દરિદ્રતા, દુર્ભાગીપણું, દુષ્કુલતા ઈત્યાદિ પર્યાયવડે વેદવા યોગ્ય એવા અશુભકર્મનો નાશ થવાથી સર્વ પદાર્થ વિશેષ સુંદર પામે છે. ૨૪

આ અશુભકર્મનો વિરહ શાથી થાય છે ?

शुभतरोदयादिति ॥ २५ ॥

મૂલાર્થ—અતિશય શુભ કર્મનો ઉદય થવાથી અશુભ કર્મનો નાશ થાય છે. ૨૫

વિશેષાર્થ—અતિશય પ્રશસ્ત એવા કર્મોનો પરિપાક થવાથી અશુભ કર્મનો નાશ થાય છે. ૨૫

તે પ્રશસ્તકર્મનો ઉદય શાથી થાય છે ?

जीववीर्योल्लासादिति ॥ २६ ॥

મૂલાર્થ—જીવના વીર્યના અધિકપણાથી શુભ કર્મનો ઉદય થાય છે. ૨૬

વિશેષાર્થ—પરિશુદ્ધ સામર્થ્ય રૂપ જીવના વીર્યના અધિકપણાથી અતિશય શુભકર્મનો ઉદય થાય છે. ૨૬

એ જીવના વીર્યનો ઉલ્લાસ શાથી થાય છે. ?

परिणतिवृद्धेरिति ॥ २७ ॥

મૂલાર્થ—જીવની પરિણતિની વૃદ્ધિથી જીવના વીર્યનો ઉલ્લાસ થાય છે. ૨૭

વિશેષાર્થ—પરિણુતિ એટલે તે તે શુભ અધ્યવસાયના ઉત્કર્ષથી જીવના વીર્યનો ઉલ્લાસ થાય છે ૨૭

જીવની પરિણુતિની વૃદ્ધિ શાથી થાય છે ?

तत्तथास्वभावत्वादिति ॥ २८ ॥

મૂલાર્થ—પરિણુતિની વૃદ્ધિ થવાનો જીવનો તથા પ્રકારનો સ્વભાવ છે માટે. ૨૮

વિશેષાર્થ—જીવનો તેવો સ્વભાવ છે, એટલે જીવનુ પરિણુતિ વૃદ્ધિ પામવાનુ સ્વરૂપ છે, તેથી પરિણુતિની વૃદ્ધિ થાય છે, કારણુ ભવ્યપણુ પરિપાક પામતા ક્ષણે ક્ષણે જીવની શુભ પરિણુતિઓ અતિશય વૃદ્ધિ પામે છે ૨૮

किंच प्रभूतोदाराण्यपि तस्य भोगसाधनानि, अयत्नोपनतत्वात् प्रासगिकत्वादभिष्वंगाभावात्कुत्सिताप्रवृत्तेः शुभानुबंधित्वादुदारसुखसाधनान्येव बंधहेतुत्वाभावेनेति ॥ २९ ॥

મૂલાર્થ—અતિશય ઉદાર એવા ભોગ ભોગવવાના સાધનો બધ હેતુના અભાવે કરી ઉદાર સુખના સાધનોજ થાય છે, તે પ્રયત્ન વિના પ્રસગથી પ્રાપ્ત થાય છે કારણ કે તેમાં અતિ આસકિતનો અભાવ હોવાથી કુત્સિત કર્મમાં પ્રવૃત્તિ ન હોવાથી અને શુભ કર્મનુ અનુબધપણુ રહેલ હોવાથી. માટે પૂર્વે કહેલા પુરૂષને પ્રભૂત ભોગના સાધન ઉદાર સુખના સાધનજ થાય છે. એમ ઉત્તરોત્તર હેતુ જાણવા. ૨૯

વિશેષાર્થ—પ્રભૂત એટલે મોટા એવા પૂર્વે કહેલા જીવના

નગર, પરિવાર, અંતઃપુર ઇત્યાદિ જીવના ભોગસાધનો, તે સર્વ બંધ હેતુના અભાવે કરી અતિ ઉદાર સુખના સાધનજ થાય છે, અન્યથા પ્રકારના અપ્રભૂત અને અનુદાર એવા ભોગના સાધન બંધના હેતુ ન થાય, તેમાં શું કહેવું ? એ અપિ શબ્દનો અર્થ છે. અતિસુખના સાધન ભોગના થાય છે, તે ઉપર પાંચ હેતુ બતાવે છે. પ્રયત્નવિના તે પ્રાપ્ત થાય છે, એટલે અતિશય મોટા પુણ્યના પ્રકર્ષના ઉદયના પરિપાકથી ખેંચાતા, તે સઘળા ભોગ સાધન એની મેળે આવી મળે છે, એટલે તે પ્રકારના પુરૂષપ્રયત્ન વિના તે પ્રાપ્ત થાય છે, તે શાથી થાય છે ? પ્રાસંગિક પણાથી મળે છે એટલે જેમ ખેતી કરતાં પરાલ ઉત્પન્ન થાય છે, તેમ એ ભોગ સાધન એનીમેળે પ્રસંગે પ્રાપ્ત થાય છે, તે શાથી ? કે આસક્તિના અભાવથી. એટલે ભરત વગેરેની પેઠે અતિ ગાઢ આસક્તિના અભાવથી, તે શાથી બને છે ? કે અનીતિ માર્ગને મુકી નીતિ માર્ગે પ્રવૃતિ થાય છે માટે, તે પણ શાથી છે ? શુભાનુબંધિપણાથી એટલે મોક્ષ પ્રાપ્તિના નિમિત્ત રૂપ આર્ય દેશ, દ્દઢ સંહનન [ શરીરનો બાંધો ] ઈત્યાદિ કુશલ કાર્યના અનુબંધ-પણાથા, એ કારણોથી કહ્યું છે કે તે ઉદાર સુખના સાધનજ છે, એટલે અન્ય સુખના કરતાં અતિશય અધિક સુખને ઉત્પન્ન કરનારા એટલે શરીર તથા ચિત્ત એ બંનેને આલ્હાદ રૂપ સુખને ઉત્પન્ન કરનારા છે, પણ આ લોક તથા પરલોકમાં દુઃખને ઉત્પન્ન કરનારા નથી, એવા તે ભોગ સુખના સાધન છે આ સ્થલે તાત્ત્વિક હેતુ કહે છે કે, બંધ હેતુનો અભાવ છે માટે એટલે કુગતિમાં પડવાનું નિમિત્ત રૂપ જે અશુભ કર્મ પ્રકૃતિ લક્ષણવાલા બંધનું હેતુપણું આ દેખાડેલા ઉદાર ભોગ સાધનોને નથી માટે, આ કહેલી વાતનું તાત્પર્ય એ છે કે તે ઘણાં ઉદાર એવા ભોગસાધનોને બંધ હેતુ-પણાના અભાવથી ઉદાર સુખના સાધનજ તે પુરૂષને થાય છે. જે બંધ હેતુનો અભાવ છે તે પ્રયત્ન શિવાય પ્રાપ્ત થાય છે, ઇત્યાદિ ઉત્તરોત્તર હેતુ અને તેના હેતુભૂત પાંચ હેતુઓથી બંધ હેતુનો અભાવ જાણવો. ૨૯

હવે તે બંધ હેતુપણાના અભાવને વિશેષથી ભાવના કરતા કહે છે.

अशुभपरिणाम एव हि प्रधान बंधकारण तदंगतया तु बाह्यमिति ॥ ३० ॥

મૂલાર્થ—અશુભ પરિણામજ બંધનુ મુખ્ય કારણ છે અને અશુભ પરિણામના કારણપણે કરીને બાહ્ય એવા અંતઃપુરાદિક તે બંધના કારણ છે. ૩૦

વિશેષાર્થ—અશુભ પરિણામ મુખ્યપણે કર્મના બંધનુ કારણ છે, એટલે નરકાદિક ફલવાળા પાપકર્મ તેના બંધનુ નિમિત્ત થાય છે, પણ બીજુ કાઇ બંધ થવાનુ નિમિત્ત થતુ નથી અને બાહ્ય એવા અંતપુર તથા પુર પ્રમુખ જે કર્મબંધના કારણ કહ્યા છે, તે અશુભ પરિણામ થવાના નિમિત્ત કારણપણે કહેલા છે, પણ મુખ્ય કર્મબંધનુ કારણ તો અશુભ પરિણામજ છે ૩૦

અશુભ પરિણામ બંધનુ મુખ્ય કારણ છે, તે શી રીતે ? તેનો ઉત્તર કહે છે

तदभावे बाह्यादल्पबंधभावादिति ॥ ३१ ॥

મૂલાર્થ—અશુભ પરિણામનો અભાવ છતા બાહ્ય એવા જીવહિંસાદિકથી અલ્પ બંધ થાય છે, માટે ૩૧

વિશેષાર્થ—તે અશુભ પરિણામના અભાવ સતે બાહ્ય એવા જે જીવહિંસાદિક તેનાથી અલ્પ બંધપણુ છે, તે હેતુ માટે જે અશુભ પરિણામ છે તેજ મુખ્ય કર્મબંધનુ કારણ છે ૩૧

અશુભ પરિણામનો અભાવ છતા બાહ્ય હિંસાદિકથી અલ્પ બંધ થાય છે, એ શી રીતે ? તેનો ઉત્તર કહે છે

वचनप्रामाण्यादिति ॥ ३२ ॥

મૂલાર્થ—તીર્થંકરના વચનનુ પ્રમાણુ છે માટે. ૩૨

વિશેષાર્થ—વચન એટલે આગમનુ પ્રમાણપણુ છે, અશુભ પરિણામને કર્મબંધ થવાનુ મુખ્ય કારણપણુ છે માટે, ૩૨

તેની ભાવના કરતા કહે છે

बाह्योपमर्देऽप्यसंज्ञिषु तथाश्रुतेरिति ॥ ३३ ॥

**મૂલાર્થ—બાહેર થયેલી હિંસા છતાં પણ અસંજ્ઞિ જીવોને વિષે પૂર્વે કહ્યું તેમ શાસ્ત્રમાં સંભલાય છે, માટે. ૩૩**

**વિશેષાર્થ**—બાહ્ય એટલે માત્ર શરીરથી થયેલ ઉપમર્દ એટલે હિંસા અર્થાત્ શરીરથી થયેલો ઘણા જીવોનો ઉપઘાત, અતિશય ઘણા જીવોનો ઉપઘાત ન થતાં તો અલ્પબંધ હોય તેમાં શું કહેવું ? એ અપિ શબ્દનો અર્થ છે. અસંજ્ઞી એટલે સમૂર્છિમ એવા મહા મત્સ્યાદિક પ્રાણીઓ તેમને વિષે તે પ્રકારના અલ્પબંધનું શ્રવણ થાય છે.—સિદ્ધાંતમાં સંભલાય છે; તે આ પ્રમાણે 'અસંજ્ઞી જીવ પ્રથમ નરક સુધી જાય છે.'

ઇત્યાદિ વચનોનું સિદ્ધાંતમાં શ્રવણ થાય છે. તે વિષે વિસ્તારથી કહે છે " અસંજ્ઞી એવા મહા મત્સ્યાદિ કે જેઓ એક સહસ્ર યોજન વગેરેના પ્રમાણવાલા શરીરથી યુક્ત છે. સ્વયંભૂરમણ મહાસમુદ્રને નિરંતર ડોલનારા છે, પૂર્વ કોટી વગેરે પ્રમાણ સુધી જીવનારા છે અને અનેક પ્રાણીઓના સમૂહને સંહાર કરનારા છે, તોપણ પેહેલી રત્નપ્રભા પૃથિવીમાંજ ઉત્કર્ષથી પલ્યોપમના અસંખ્યેય ભાગના આયુષ્યવાલા અને પેહેલી નરકના ચોથા પાથડાને વિષે વર્ત્તતા એવા જે નારકી, તેને વિષે જન્મને પ્રાપ્ત કરે છે, પણ તેથી આગળ જતા નથી. અને તંદૂલ મત્સ્ય કે જે બહારથી જીવહિંસાનો અભાવ છતાં પણ નિમિત્ત વિના અતિ તીવ્ર રૌદ્રધ્યાન કરનાર હોવાથી અંતર્મુહૂર્ત્ત આયુષ્ય પાલીને સાતમી નરકભૂમિમાં તેત્રીશ સાગરોપમની આયુષ્યે યુક્ત એવો નારકી ઉત્પન્ન થાય છે, તેથી પરિણામ એજ બંધનું પ્રધાન કારણ છે, એ વાત સિદ્ધ થાય છે. ૩૩.

એમ છતાં પણ બીજી વાત સિદ્ધ થાય છે, તે દર્શાવે છે—

**एवंपरिणाम एव शुभो मोक्षकारणमपीति ॥ ३४ ॥**

મૂલાર્થ—મોક્ષનુ કારણ પણ શુભ પરિણામજ છે. ૩૪

વિશેષાર્થ—એ પ્રકારે; જેમ અશુભબધનને વિષે પરિણામજ કારણ છે, તેમ મોક્ષનુ કારણ પણ સમ્યગ્દર્શનાદિ શુભ પરિણામ છે, એટલે મોક્ષનુ કારણ પરિણામ છે, તો બધનુ કારણ થાય, તેમા શુ કહેવુ ? એમ अपि શબ્દનો અર્થ છે ૩૪

મોક્ષનુ પણ કારણ શુભ પરિણામ છે, એ શાથી જાણવુ ?

तदभावे समग्रक्रियायोगेऽपि मोक्षासिद्धेरिति ॥ ३५ ॥

મૂલાર્થ—શુભ પરિણામનો અભાવ અને સપૂર્ણ ક્રિયાનો યોગ છતાં પણ મોક્ષની સિદ્ધિ થતી નથી, માટે. ૩૫

વિશેષાર્થ—સમગ્ર ક્રિયાનો યોગ છતા એટલે પરિપૂર્ણ મુનિપણાને ઉચિત એવા બાહ્ય અનુષ્ઠાનના સમૂહનો સભવ છતા પણ શુભ પરિણામનો અભાવ છતા મોક્ષની સિદ્ધિ થતી નથી, તો સમગ્ર ક્રિયાનો યોગ ન છતા મોક્ષની સિદ્ધિ કયાથી થાય ? એમ अपि શબ્દનો અર્થ છે ૩૫

સમગ્ર ક્રિયાનો યોગ છતા પણ મોક્ષનો અભાવ શાથી કહો છો?

सर्वजीवानामेवानन्तशो ग्रैवेयकोपपातश्रवणादिति ॥ ३६ ॥

મૂલાર્થ—સર્વ જીવોનો પણ અનતવાર ગ્રૈવેયકને વિષે ઉપપાત થયેલો છે, એમ શાસ્ત્રથી શ્રવણ થાય છે, માટે. ૩૬

વિશેષાર્થ—વ્યવહાર રાશિમા વર્તતા એવા સર્વ જીવોને અનતવાર ગ્રૈવેયક વિમાનને વિષે ઉત્પન્ન થવાનું શાસ્ત્રમા શ્રવણ છે, તે માટે શુભ પરિણામ વિના સપૂર્ણ ક્રિયાનો યોગ છતા પણ મોક્ષ થતો નથી. ૩૬

સર્વ જીવોની અનંતવાર ઉત્પત્તિ ગ્રૈવેયકને વિષે સંભળાય છે, તે ઉપરથી અહિં શું સિદ્ધ થયું ? તે કહે છે.

समग्रक्रियाऽभावे तदनवाप्तेरिति ॥ ३७ ॥

**મૂલાર્થ—સમગ્ર ક્રિયાનો અભાવ થતાં તે નવમા ગ્રૈવેયકની પ્રાપ્તિ થતી નથી. ૩૭**

**વિશેષાર્થ**—સમગ્ર ક્રિયાનો અભાવ એટલે પરિપૂર્ણ શ્રમણપણાની ક્રિયાના આચરણનો અભાવ, તે થતાં નવમા ગ્રૈવેયકને વિષે ઉત્પત્તિની પ્રાપ્તિ નથી, માટે શુભ પરિણામ વિના સમગ્ર ક્રિયાનો યોગ છતાં પણ મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

" आणोहेणाणंता मुक्का गेवेज्जगेसुयसरीरा ।
न य तत्थाऽसंपुण्णाए साहु किरियाइ उववाउत्ति " १ ॥

તેને માટે શાસ્ત્રમાં કહેલું છે—"સામાન્યપણે સર્વ જીવોએ ગ્રૈવેયકને વિષે અનંતા શરીર મુકયા છે, એટલે અનંતીવાર ત્યાં ઉત્પન્ન થયા છે, એવું ભગવંતનું વચન છે, અને એ ગ્રૈવેયકને વિષે અસંપૂર્ણ એવી સાધુ ક્રિયાએ કરી ઉત્પન્ન થતું નથી. માટે સંપૂર્ણ સાધુ ક્રિયા છતાં પણ જો સમ્યગ્ દર્શનાદિરૂપ શુભ પરિણામ ન હોય તો જીવને મોક્ષની પ્રાપ્તિ થતી નથી, માટે મોક્ષનું પણ પ્રધાન કારણ તેવી રીતના શુભ પરિણામ છે." ૩૭

હવે ચાલતા પ્રસંગની સમાપ્તિ કરતાં કહે છે.

इत्यप्रमादसुखवृद्ध्या तत्काष्टासिद्धौ निर्वाणावाप्तिरितीति ॥३८॥

**મૂલાર્થ—આ પ્રકારે અપ્રમાદ સુખની વૃદ્ધિવડે ચારિત્ર ધર્મની મોટી સિદ્ધિ થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે. ૩૮**

**વિશેષાર્થ**—એવી રીતે કહેલ નીતિવડે અપ્રમત્તપણારૂપ લક્ષણવાલા સુખની વૃદ્ધિવડે ચારિત્ર ધર્મની ઉત્કૃષ્ટ સિદ્ધિ થતાં શૈલેશીકરણની અવસ્થાને વિષે નિર્વાણનો લાભ થાય છે, એટલે સમસ્ત

ક્લેશના લવમાત્રથી રહિત એવા જીવ સ્વરૂપનો લાભ થવારૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે અહિ इति શબ્દ સમાપ્તિ અર્થમા છે ૩૮

यत्किंचन शुभ लोके, स्थान तत्सर्वमेव हि।
अनुबंधगुणोपेतं, धर्मादाप्नोति मानवः ॥ ३९ ॥

મૂલાર્થ—જે કાંઇ લોકને વિષે ઇંદ્રાદિકના પ્રગટ શુભસ્થાન કહેવાય છે, તેને ઉત્તરોત્તર શુભ ગુણે સહિત એવો મનુષ્ય ધર્મથી પામે છે. ૩૯

વિશેષાર્થ—જે કાઇ એટલે સર્વ ત્રણ લોકમા જે સુદર સ્થાન છે એટલે ઇંદ્રાદિકની અવસ્થારૂપ શુભસ્થાન જે જાતિવત સુવર્ણના ઘડાની પેઠે ઉત્તરોત્તર શુભાનુબધ સહિત પ્રગટ શુભ સ્થાન છે તેને પૂર્વે નિરૂપણ કરેલા ધર્મથી મનુષ્ય પામે છે અહિ જે મનુષ્ય શબ્દનુ ગ્રહણ કરેલ છે, તે તેનેજ પરિપૂર્ણ ધર્મસાધન કરવામા સમર્થપણુ છે એમ જણાવવાને માટે કર્યુ છે ૩૯

तथा—धर्मश्चिंतामणिः श्रेष्ठो, धर्मः कल्याणमुत्तमम् ।
हित एकांततो धर्मो, धर्म एवामृत परम् ॥ ४० ॥

મૂલાર્થ—વળી ધર્મ તે શ્રેષ્ઠ એવો ચિતામણિ છે, ધર્મ ઉત્તમ કલ્યાણરૂપ છે, ધર્મ એકાતે હિતકારક છે અને ધર્મ એજ પરમ અમૃત છે. ॥ ૪૦ ॥

વિશેષાર્થ—આ શ્લોકનો અર્થ પ્રથમ કહ્યા પ્રમાણેજ છે, પરતુ જે વારવાર ધર્મ શબ્દનુ ગ્રહણ કર્યુ છે તે ધર્મનુ અત્યત આદરવાપણુ પ્રસિદ્ધ કરવાને માટે છે ॥ ૪૦ ॥

तथा—चतुर्दशमहारत्नसद्भोगान्नृष्वनुत्तमम् ।
चक्रवर्त्तिपद प्रोक्त धर्महेलाविजृंभितम् ॥ ४१ ॥

મૂલાર્થ—ચૌદ મહા રત્નોના ભોગથી મનુષ્યને વિષે ઉત્તમ ગણાતુ એવુ ચક્રવર્તીનુ પદ ધર્મની લીલાનો માત્ર વિલાસ છે, એમ કહેલુ છે. ॥૪૧॥

વિશેષાર્થ—સેનાપતિ, ગૃહપતિ, પુરોહિત, હાથી, અશ્વ, વર્દ્ધકિ ( મીસ્ત્રી ), સ્ત્રી, ચક્ર, છત્ર, ચર્મ, મણિ, કાકિણી, ખડગ અને દંડ વગેરે ચોદ મહારત્નોનો સદ્ભોગ એટલે પરની અપેક્ષા રહિત સુંદર ઉપભોગ, તેનાથી મનુષ્યોને વિષે ચક્રવર્ત્તીનું પદ એટલે ચક્રવર્તીની પદવી સિદ્ધાંતમાં ધર્મની લીલાનો વિલાસ છે, એમ કહેલું છે. ॥૪૧॥

**શ્રી મુનિચંદ્રસૂરિવિરચિત ધર્મબિન્દુની વૃત્તિમાં ધર્મફલવિધિ નામે સાતમો અધ્યાય સંપૂર્ણ થયો.**



॥ श्री ॥

# अष्टमोऽध्यायः

---




વે આઠમા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે, તેનું આ પ્રથમ સૂત્ર છે

किं चेह बहुनोक्तेन, तीर्थकृत्त्वं जगद्धितम् ।
परिशुद्धादवाप्नोति, धर्माभ्यासान्नरोत्तम ॥ १ ॥

મૂલાર્થ—વધારે શું કહેવું ? ઉત્તમ પુરૂષ અતિ શુદ્ધ ધર્મના અભ્યાસથી જગતને હિતકારી એવા તીર્થંકરપણાને પામે છે. ૧

વિશેષાર્થ—'किं च' એ અભ્યુચ્ચય અર્થમાં છે આ ધર્મ ફલની ચિંતાને વિષે ધર્મનું ઘણું ફલ કહેલું, તેથી શું ? જેથી નરોત્તમ એટલે સ્વભાવથીજ બીજા સામાન્ય પુરૂષોમાં પ્રધાન એવો પુરૂષ નિર્મલ ધર્મના અભ્યાસથી જગત જીવના હિતને કરનાર તીર્થંકર પણાને પામે છે, તે વાત દર્શાવે છે તીર્થંકર પદને યોગ્ય એવા જીવોનું લક્ષણ સામાન્યથી પણ શાસ્ત્રોમાં આ પ્રમાણે કહેલું છે "એ યોગ્ય પુરૂષો જીવતા સુધી પારકા અર્થને સાધવાના વ્યસનવાળા પોતાના અર્થને ગૌણ કરનાર, ઉચિત ક્રિયા આચરનારા, દીનભાવ વગરના, સફલ આરંભવાળા, પશ્ચાત્તાપ નહીં કરનારા, કૃતજ્ઞતાના સ્વામી, જેમનું ચિત્ત હણાયું નથી તેવા, દેવગુરૂનું

બહુ માન કરનારા અને ગંભીર આશયવાલા હોય છે તે પુરૂષો તીર્થંકર પદને યોગ્ય હોય છે.

અહિં કોઇ શંકા કરે કે, જો તીર્થંકરપણું ધર્મથી પમાય છે, તો તે તીર્થંકરપણું ધર્મનું ઉત્કૃષ્ટ ફલ છે, એમ શી રીતે જાણી શકાય ? તેનો ઉત્તર આપે છે. ૧

नातः परं जगत्यस्मिन् , विद्यते स्थानमुत्तमम् ।
तीर्थकृत्त्वं यथा सम्यक्, स्वपरार्थप्रसाधकम् ॥ १ ॥

**મૂલાર્થ—આ જગતને વિષે સારી રીતે પોતાના અને પરના અર્થને સાધનારૂં જેવું તીર્થંકરપણું છે, તેવું બીજું કોઇ ઉત્તમ સ્થાન પોતાના તથા પરના અર્થને સાધનારૂં નથી. ૧**

**વિશેષાર્થ**—પૂર્વે જેનું સ્વરૂપ કહેલું છે, અને પોતાના અને પરના અર્થને રૂડા પ્રકારે સાધનારૂં જે તીર્થંકરપણું આ ચરાચર જગતમાં ઉત્તમ સ્થાનરૂપ છે, તેનાથી બીજું કોઇ ઉત્તમ સ્થાન નથીજ. ૧

તીર્થંકરપણું સ્વપરાર્થનું સાધન છે, તેજ અર્થની ભાવના કરે છે.

पंचस्वपि महाकल्याणेषु त्रैलोक्यशंकरम् ।
तथैव स्वार्थसंसिद्ध्या, परं निर्वाणकारणम् ॥ १ ॥

**મૂલાર્થ—તીર્થંકરપણું પાંચ એવા પણ મહા કલ્યાણકને વિષે ત્રણ લોકને સુખ કરનારૂં છે, તેમજ પોતાના અર્થને સાધવાથી મોક્ષનું ઉત્કૃષ્ટ કારણ છે. ૧**

**વિશેષાર્થ**—તે તીર્થંકરપણું ગર્ભાધાન, જન્મદિવસ વગેરે પાંચ કલ્યાણકને વિષે ત્રણ લોકમાં સુખ કરે છે, પણ એક કલ્યાણકને વિષે સુખ કરે છે એમ નથી એમ अपि શબ્દનો અર્થ છે. આ પ્રકારે પરાર્થનું સાધકપણું કહી હવે સ્વાર્થનું સાધકપણું કહે છે. ૧

તેવી રીતે ત્રણ લોકના સુખને કરવાને પ્રકારે સ્વાર્થની સિદ્ધિ એટલે ક્ષાયિક સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રની સિદ્ધિ તે વડે પ્રધાન એવુ મોક્ષનુ કારણ તીર્થંકરપણુ છે

इत्युक्तप्रायं धर्मफलम्,इदानीं तच्छेषमेव उदग्रमनुवर्णयिष्याम इति ॥ १ ॥

મૂલાર્થ—એવી રીતે ધર્મનુ બહુધા ફલ કહ્યુ, હવે તેનુ અવશેષ જે ઉત્કૃષ્ટ ફલ તેનુ વર્ણન કરીએ છીએ ૧

વિશેષાર્થ—આ સૂત્રનો અર્થ સુગમ છે શેષ એટલે ધર્મનુ બાકી રહેલુ ઉત્કૃષ્ટ ફલ ૧

ધર્મનુ અવશેષ ઉત્કૃષ્ટ ફલ દર્શાવે છે

तच्च सुखपरंपरया प्रकृष्टभावशुद्धेः सामान्यं चरमजन्म तथा तीर्थकृत्त्वं चेति ॥ २ ॥

મૂલાર્થ— તે ધર્મનુ શેષ ફલ સુખની પર પરાએ કરી ઉત્કૃષ્ટ ભાવની શુદ્ધિ થવાથી સામાન્યપણે છેટલો જન્મ અને તીર્થંકરપણુ એ બે ઉત્કૃષ્ટ ફલ છે. ૨

વિશેષાર્થ—તે, ધર્મ ફલનુ મોટુ શેષ-ફલ ઉત્કૃષ્ટ ફલ એ છે કે, ઉત્તરોત્તર સુખની પર પરાના ક્રમે કરીને ભાવની વિશેષ શુદ્ધિ થવાથી એક તો સામાન્ય એટલે તીર્થંકર તથા અતીર્થંકર-એ બનેને સરખુ એવુ છેલ્લુ જન્મ તથા તીર્થંકરપણુ એ બે ધર્મના ઉત્કૃષ્ટ ફલ છે અહિ च શબ્દનો અર્થ સમુચ્ચયમા છે ૨

तत्राक्लिष्टमनुत्तरं विषयसौख्य, हीनभावविगमः, उदग्रतरा संपत्, प्रभूतोपकारकरण, आशयविशुद्धिः, धर्मप्रधानता, अवंध्यक्रियात्वमिति ॥ ३ ॥

મૂલાર્થ—તે સામાન્ય ચરમ ભવને વિષે કલેશ રહિત અને પ્રધાન એવુ વિષય સુખ મલે છે, હીન

ભાવનો નાશ થાય છે, તથા અતિશય મોટી સંપત્તિ મલે છે, ઘણા ઉપકાર કરાય છે, અંતઃકરણની શુદ્ધિ થાય છે, ધર્મને વિષે પ્રધાનતા થાય છે અને સર્વ ક્રિયાની સફળતા થાય છે. ૩

વિશેષાર્થ—તે સામાન્ય ચરમ ભવને વિષે ક્લેશરહિત એટલે પરિણામે સુંદર અને શેષ ભોગના સુખોથી પ્રધાન એવું વિષય સુખ થાય છે, એટલે શબ્દાદિ પાંચ વિષયો ભોગવાય છે. હીન ભાવનો નાશ થાય છે એટલે જાતિ કુલ, વૈભવ, વય, અવસ્થા ઇત્યાદિકની ન્યૂનતા રૂપ હીનપણાનો નાશ થાય છે, અતિશય ઉંચી એટલે પૂર્વભવથી અત્યંત ઉચ્ચ એવી દ્વિપદ ( દાસ દાસી ) અને ચતુષ્પદ ( પશુ ) વગેરેની સમૃદ્ધિ અને તેમાં અતિશય પોતાનો અને પરનો ઉપકાર કરવો, એથીજ આશય—હૃદયની વિશુદ્ધિ એટલે અમલિનતા થાય છે. ધર્મનુંજ એકસારપણું એટલે અતિનિપુણ એવા વિવેકથી પ્રાપ્ત થયેલ યથાર્થ સર્વતત્ત્વવડે ક્રિયાની સફળતા થાય છે, એટલે ધર્મ અર્થ અને કામની સેવારૂપતા પ્રાપ્ત થાય છે, એટલા પદાર્થો ચરમ જન્મને વિષે પ્રાપ્ત થાય છે. ૩

तथा–विशुद्ध्यमानाप्रतिपातिचरणावाप्तिः, तत्सात्म्यभावः, भव्यप्रमोदहेतुता, ध्यानसुखयोगः, अतिशयर्द्धिप्राप्तिरिति ॥ ४ ॥

મૂલાર્થ—શુદ્ધ અને જેનો નાશ થતો નથી એવા ચારિત્રની પ્રાપ્ત થાય છે, તે ચારિત્રની સાથે આત્માનો એકીભાવ થાય છે, તે ભવ્ય જનને પ્રમોદનું કારણ થાય છે. ધ્યાનના સુખનો યોગ થાય છે, અને અતિશય ઋદ્ધિની પ્રાપ્તિ થાય છે. ૪

વિશેષાર્થ—હીનપણાથી વિલક્ષણ હોવાથી વિશુદ્ધ એવા અને ક્યારે પણ જેનો નાશ થતો નથી, એવા ચારિત્રનો લાભ થાય છે તે પછી વિશુદ્ધ અને અવિનાશી એવા ચારિત્રની સાથે એકીભાવરૂપ પરિણુતિ થાય છે એટલે ભવ્ય જનના પ્રમોદનું કારણ થાય

છે એટલે ભવ્ય જનને સતોષ કરવાનુ કારણપણુ પ્રાપ્ત થાય છે ધ્યાન સુખનો યોગ થાય છે એટલે સમગ્ર સુખોને ઉલ્લઘન કરે તેવા ચિત્તનો નિરોધ કરવારૂપ લક્ષણુ છે જેનુ તેવા યોગ થાય છે અને આમર્ષ ઔષધિ વગેરે લબ્ધિઓની પ્રાપ્તિ થાય છે ૪

પૂર્વોક્ત ગુણુ પ્રાપ્ત થયા પછી કાલે કરીને—

**अपूर्वकरणं, चपकश्रेणिः, मोहसागरोत्तारः, केवलाभिव्यक्तिः, परमसुखलाभ इति ॥ ५॥**

**મૂલાર્થ—અપૂર્વકરણ ( આઠમા ગુણસ્થાન ) ને પામે છે, પછી ક્ષપકશ્રેણી કરે છે, પછી મોહ રૂપ સમુદ્રને ઉતરે છે, પછી કેવલજ્ઞાની થઇ પરમ સુખ ( મોક્ષ ) નો લાભ પ્રાપ્ત થાય છે. ૫**

**વિશેષાર્થ**—અપૂર્વ કરણ એટલે પ્રથમના ગુણુસ્થાનમા ન પ્રાપ્ત થયેલા એવા જે સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ, ગુણ સક્રમ તથા અપૂર્વ સ્થિતિબધ લક્ષણવાલા પાચ અર્થ જેમા કરવામા આવે છે, તે અપૂર્વકરણ નામે આઠમુ ગુણસ્થાનક કહેવાય છે, તે પછી ક્ષપક એવો સાધુ એટલે ઘાતિકર્મની પ્રકૃતિને ક્ષય કરનાર એવો મુનિ તેની શ્રેણી એટલે મોહનીયાદિ કર્મ પ્રકૃતિના ક્ષયક્રમ રૂપ જે શ્રેણી તે ઉત્પન્ન થાય છે, તે ક્ષપક શ્રેણિનો ક્રમ આ પ્રકારનો છે સમ્યગ્ દર્શનાદિ ગુણ જેના પરિપક્વ થયા છે, એવો ચરમ શરીરી જીવ એટલે અવિરત, દેશવિરત, પ્રમત્ત સયત અને અપ્રમત્ત સયત એ ચારમાથી કોઇ એક ગુણસ્થાનમા રહેલો જીવ વૃદ્ધિ પામતા એવા અતિશય તીવ્ર અને શુદ્ધ એવા ધ્યાનને પોતાનુ મન આધીન કરી, ક્ષપક શ્રેણિને આરોહણ કરવાની ઇચ્છાવાલો થઇ અપૂર્વ ગુણસ્થાનને પ્રાપ્ત કરી પ્રથમથીજ ચાર એવા અનતાનુબધી ક્રોધાદિકને એકી સાથે નાશ કરવાનો આરભ કરે છે, તે પછી તે અનતાનુબધી ક્રોધાદિક કાંઈક અવશેષ રહે સતે મિથ્યાત્વનો ક્ષય કરવા માડે છે, તે પછી અનતાનુબધી ક્રોધાદિકના અવશેષનો

તથા ક્ષય કરવા માંડેલું મિથ્યાત્વ એ બંનેનો ક્ષય કરે છે, તે પછી સમ્યક્ મિથ્યાત્વ એટલે મિશ્રપુંજ અને સમ્યકત્વ એટલે શુદ્ધપુંજ એ બંને અનુક્રમે ખપાવે એટલે પ્રથમ મિશ્રપુંજને અને પછી શુદ્ધ-પુંજને ખપાવે ત્યાર બાદ જેણે આયુષ્ય બાંધ્યું નથી, એવો જીવ સર્વ મોહને નાશ કરવામાં એકકું એવું અનિવૃત્તિ કરણ નામનું જે નવમું ગુણસ્થાનક છે, તે ઉપર આરોહણ કરે છે અને તેમાં પૂર્વોક્ત રીતને અનુસારે પ્રતિક્ષણે શુદ્ધ થતો એ ગુણસ્થાનના કેટલાએક સંખ્યાતા ભાગ જતાં અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ એવા નામવાલા ક્રોધાદિ આઠ કષાયોને નાશ કરવાનો આરંભ કરે છે, અને તે આઠ કષાય ક્ષય કરવા માંડતાં આ સોળ પ્રકૃતિઓનો કોઇ જાતના અધ્યવસાય વિશેષે કરીને નાશ કરે છે, તે સોળ પ્રકૃતિ-ઓના નામ આ પ્રકારે છે–૧ નિદ્રાનિદ્રા ૨ પ્રચલાપ્રચલા, ૩ સ્ત્યા-નર્દ્ધિ, ૪ નરક ગતિ, ૫ નરકાનુપૂર્વી, ૬ તિર્યગ્ગતિ, ૭ તિર્યગા-નુપૂર્વી, ૮ એકેંદ્રિય, ૯ દ્વીન્દ્રિય, ૧૦ ત્રીંદ્રિય, ૧૧ ચતુરિંદ્રિય જાતિ નામ, ૧૨ આતપ નામ, ૧૩ ઉદ્યોતનામ, ૧૪ સાધારણ નામ, ૧૫ સ્થાવર નામ અને ૧૬ સૂક્ષ્મ નામ—એ સોળ લક્ષણવાળી પ્રકૃતિ-ઓને ખપાવે તે પછી આઠ કષાયના અવશેષ એટલે અપ્રત્યાખ્યા-નાવરણ અને પ્રત્યાખ્યાનાવરણના શેષનો ક્ષય કરે. ત્યાર બાદ શ્રેણિ કરનાર જો પુરૂષવેદી હોય તો નપુંસકવેદને ખપાવે, તે પછી સ્ત્રીવેદને ખપાવે અને તે પછી હાસ્યાદિક વગેરે છને ખપાવી પુરૂષવેદને ખપાવે અને જો ક્ષપક શ્રેણિ કરનાર નપુંસક હોય અથવા સ્ત્રી હોય તો પુરૂષવેદને ઠેકાણે પોતાના વેદને ખપાવે અને બાકીના બે વેદને ખપાવે એટલે જો ક્ષપકશ્રેણિ કરનાર નપુંસક હોય તો પ્રથમ સ્ત્રીવે-દને અને પછી પુરૂષવેદને ખપાવે ત્યાર બાદ પોતાના વેદને ખપાવે. જો સ્ત્રીવેદ હોય તો પ્રથમ નપુંસકવેદને અને પછી પુરૂષવેદને અને પછી પોતાના વેદને ખપાવે, ત્યાર પછી અનુક્રમે સંજ્વલન ક્રોધાદિક ત્રણ કષાયને ખપાવે, પછી બાદર લોભને એજ ગુણ સ્થા-નમાં ખપાવીને સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનમાં સૂક્ષ્મ લોભને ખપાવે છે, તેને ખપાવ્યા પછી સર્વ પ્રકારે સર્વ મોહ વિકાર જેમાં નિવૃત્ત થયો છે, એવી ક્ષીણ મોહ ગુણસ્થાનકની અવસ્થાનો આશ્રય કરે છે.

ત્યા સમુદ્રને તરી થાકેલા પુરૂષની પેઠે તથા સગ્રામરૂપ આગણા માથી યુદ્ધ કરી નીકળેલા પુરૂષની પેઠે મોહનો નિગ્રહ કરવામા નિશ્ચલ અધ્યવસાય બાધવાથી પરિશ્રાત થયેલો તે જીવ તે બારમા ગુણસ્થાનમા વિસામો લઇને તે ગુણસ્થાનના બીજા ચરમ સમયને વિષે એટલે છેટલા સમયથી પ્રથમ રહેલા સમયને વિષે નિદ્રા અને પ્રચલા એ બે પ્રકૃતિને ખપાવે અને ચરમ સમયને વિષે જ્ઞાનાવ રણની પાચ અને અતરાયની પાચ એ દશ પ્રકૃતિ તથા દર્શનાવર ણની અવશિષ્ટ પ્રકૃતિ ચાર એ રીતે ચૌદ પ્રકૃતિને સાથેજ ખપાવે છે આ ક્ષપક શ્રેણી વિષે જે કહેવામા આવ્યુ છે, તે જેણે આયુષ્ય બાધેલ નથી, તેને ઉદ્દેશીને છે જેણે આયુષ્ય બાધેલ છે, તે તો સાત પ્રકૃતિને ખપાવ્યા પછી—એટલે ચાર અનતાનુબધીની અને ત્રણ દર્શન મોહનીયની—એમ સાત પ્રકૃતિ ખપાવીને વિશ્રાતિ લે છે અને પછી પોતે જેવી રીતે આયુષ્ય બાધ્યુ છે, તેવી રીતે ભોગવીને અન્ય ભવમા ક્ષપક શ્રેણીનો પ્રારભ કરે છે

અહિં અપૂર્વ કરણ કર્યા પછી ક્ષપક શ્રેણિનુ કહ્યુ છે, તે સૈદ્ધાતિકની અપેક્ષાએ કહ્યુ છે જેથી અપૂર્વકરણ ગુણસ્થાનમા રહેતા દર્શન મોહનીયના સપ્તકનો ક્ષય કરે છે, એવો તે સૈદ્ધાતિકનો જે અભિપ્રાય તેને સ્વીકારીને કહેલુ છે, પરતુ કર્મગ્રથના અભિપ્રાય પ્રમાણે કહેલુ નથી કર્મગ્રથના કરનારનો અભિપ્રાય એવો છે કે,—અવિરતી સમ્યગ્ દૃષ્ટિ ઇત્યાદિ ચાર ગુણસ્થાનકમાથી ગમે તે ગુણસ્થાનમા રહેલા જીવ ક્ષપકશ્રેણિ કરે તે પછી મિથ્યાત્વ મોહાદિરૂપ સ્વયભૂરમણ પ્રમુખ સમુદ્ર તેમાથી ઉતરવું થાય છે, એટલે સામે પાર જવાય છે તે પછી કેવળજ્ઞાન અને કેવળ દર્શન રૂપ જીવનો ગુણ પ્રગટ થાય છે, એટલે જ્ઞાનાવરણાદિ ઘાતિ કર્મનો નાશ થતા આત્મ ગુણ પ્રગટ થાય છે તે પછી દેવતાના સુખથી અધિક એવા સુખનો લાભ થાય છે તે વિષે શાસ્ત્રમા કહેલુ છે પ.

" यच्च कामसुख लोके, यच्च दिव्य महासुखम् ।
वीतरागसुखस्येदमनतांशे न वर्त्तते " ॥ १ ॥ इति ।

" આ લોકને વિષે જે કામ સુખ છે અને દેવ લોકને વિષે જે

દિવ્ય મહાસુખ છે, તે સઘલું એકત્ર કરીએ તો પણ વીતરાગના સુખનો અનંતમો ભાગ પણ ન થાય. ૧

પરમ સુખનો લાભ થાય છે, તેનું કારણ દર્શાવે છે.

सदारोग्याप्तेरिति ॥ ६ ॥

મૂલાર્થ—નિરંતર આરોગ્યની પ્રાપ્તિ થઇ છે, માટે પરમસુખનો લાભ થાય છે. ૬

વિશેષાર્થ—ભાવ નિરોગતારૂપ આરોગ્યનો લાભ થયો છે માટે. ૬

નિરંતર ભાવ આરોગ્યની પ્રાપ્તિ પણ શાથી થઇ છે? તે કહે છે.

भाव संनिपातक्षयादिति ॥ ७ ॥

મૂલાર્થ—ભાવ સંનિપાતનો નાશ થયો છે, માટે સદા આરોગ્યની પ્રાપ્તિ થઇ છે. ૭

વિશેષાર્થ—ભાવ સનિપાત એટલે પરમાર્થિક રોગ વિશેષ જે તેનો ક્ષય થાય છે. ૭.

ભાવ સંનિપાતનું સ્વરૂપ કહે છે.

रागद्वेपमोहा हि दोपास्तथा तथाऽऽत्मदुषणादिति ॥ ८ ॥

મૂલાર્થ—તે તે પ્રકારે આત્માને દૂષિત કરવાથી રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ ત્રિદોષ રૂપ ભાવ સંનિપાત કહેલ છે. ૮

વિશેષાર્થ—જેમનું લક્ષણ આગલ કહેવામાં આવશે એવા રાગ દ્વેષ અને મોહ એ ત્રણ ભાવ સંનિપાત રૂપ પ્રગટ ત્રિદોષ છે, તેનું કારણ દર્શાવે છે. તે તે પ્રકારે આસક્તિ કરાવવી વગેરે કરી જીવને વિકાર પમાડે છે, તેથી રાગ, દ્વેષ અને મોહને ભાવ સંનિપાત કહેવાય છે. ૮

સ્વરૂપ, ભેદ અને પર્યાય એ ત્રણે કરીને વ્યાખ્યા કરવી એવો ન્યાય છે, તેથી તત્ત્વથી રાગાદિકનું જ સ્વરૂપ કહે છે.

अविषयेऽभिष्वंगकरणाद्राग इति ॥ ९ ॥

મૂલાર્થ—અયોગ્ય વિષયોને વિષે આસક્તિ કરવી એ રાગ કહેવાય છે. ૯

વિશેષાર્થ—સ્વભાવથી નાશવત પણાને લઇને બુદ્ધિમાન પુરૂષોને આસકિત કરવાને અયોગ્ય એવા જે સ્ત્રી આદિ પદાર્થ તેમા મનની જે આસક્તિ કરવી, તે રાગ રૂપ દોષ કહેવાય છે ૯

तत्रैवाग्निज्वालाकल्पमात्सर्योपादनाद्द्वेष इति ॥ १० ॥

મૂલાર્થ—તેજ નાશવત પદાર્થને વિષે આસકિત થતા અગ્નિની જ્વાલા જેવો મત્સર કરવો તે દ્વેષ રૂપ-દોષ કહેવાય છે. ૧૦

વિશેષાર્થ—તેજ ઠોઇ સ્ત્રી આદિ પદાર્થને વિષે આસક્તિ થતા સમ્યકત્વાદિ ગુણુનો સર્વ પ્રકારે દાહ કરી નાશ કરે છે માટે અગ્નની જ્વાલા જેવો જે પરની સપત્તિને ન સહન કરવા રૂપ લક્ષણ વાલા મત્સરને કરવાથી દ્વેષ નામનો દોષ કહેવાય છે ૧૦

हेयेतरभावाधिगमप्रतिबंधविधानान्मोह इति ॥ ११ ॥

મૂલાર્થ—ત્યાગ કરવાયોગ્ય અને ગ્રહણુ કરવા યોગ્ય પદાર્થના જ્ઞાનનો અટકાવ કરવો તે મોહ નામનો દોષ કહેવાય છે. ૧૧

વિશેષાર્થ—આ સ્થલે નિશ્ચયનયવડે કરીને હેય-ત્યાગ કરવા યોગ્ય એવા મિથ્યાત્વ વગેરેનો અને ઉપાદેય ગ્રહણુ કરવા યોગ્ય એવા સમ્યગ્ દર્શન વિગેરેનો ભાવ તેમનુ અને વ્યવહારનયવડે વિષ તથા કાંટા પ્રમુખ હેય પદાર્થનો અને માલા ચદન પ્રમુખ ઉપાદેય પદાર્થના જ્ઞાનનો પ્રતિબધ કરવાથી—અટકાવ કરવાથી મોહ નામનો દોષ થાય છે ૧૧

એ રાગ, દ્વેષ અને મોહ—એ ત્રણુ ભાવ સનિપાત છે, એમ જણુાવતા કહે છે

सत्स्वेतेषु न यथावस्थितं सुखं, स्वधातुवैषम्यादिति ॥ १२ ॥

**મૂલાર્થ—એ રાગ, દ્વેષ અને મોહ છતાં યથાર્થ સુખ ન થાય કારણ કે, આત્માની મૂલ પ્રકૃતિનું વિષમપણું થાય છે. ૧૨**

**વિશેષાર્થ**—રાગાદિ છતાં જીવને યથાર્થ એટલે જેવું છે, તેવું સુખ થતું નથી. તેનું કારણ કહે છે. પોતાના ધાતુનું વિષમપણું થવાથી એટલે જીવના સ્વરૂપને ધારણ કરે તે ધાતુ કહેવાય, સમ્યગ્ દર્શનાદિ ગુણો તે ધાતુ, તેમનું વિષમપણું થવાથી જીવનું યથાર્થ સ્વરૂપ જણાતું નથી, પણ અન્ય પ્રકારે જણાય છે તે ઉપર દૃષ્ટાંત આપે છે. જેમ વાયુ પ્રમુખ દોષના ઉપઘાતથી રસ, રૂધિર વગેરે ધાતુઓનું વિષમપણું થતાં દેહધારી પ્રાણીઓને જેમ કામ ભોગનું અથવા મનની સમાધિનું કાંઈ સુખ પ્રાપ્ત થતું નથી, તેમજ આ સંસારી જીવોને રાગાદિદોષના વશથી સમ્યગ્દર્શનાદિ અતિશય મલિનરૂપપણાને પામતાં રાગદ્વેષ અને મોહના ઉપશમથી જે સુખ થવું જોઇએ તે સુખ રાગ દ્વેષ અને મોહના ઉદયથી જીવને પ્રાપ્ત થતું નથી. ૧૨

એ અર્થને વ્યતિરેકપણે-ઉલટીરીતે કહે છે—

क्षीणेषु न दुःखं, निमित्ताभावादिति ॥ १३ ॥

**મૂલાર્થ—રાગાદિ ક્ષીણ થતાં દુઃખ નથી, કારણકે જીવને દુઃખ થવાના રાગાદિ નિમિત્ત કારણનો અભાવ છે. ૧૩**

**વિશેષાર્થ**—રાગાદિ ક્ષીણ થતાં ભાવસંનિપાતથી થયેલું જે દુઃખ તે ઉત્પન્ન નથી થતું શા માટે ? તેનું કારણ કહે છે. દુઃખના કારણ જે રાગાદિ તેનો વિરહ થાય છે, માટે. ૧૩

જ્યારે દુઃખ ન થાય ત્યારે શું થાય ? તે કહે છે.

आत्यंतिकभावरोगविगमात् परमेश्वरताऽऽप्तेस्तत्तथास्वभावत्वात् परमसुखभाव इतीति ॥ १४ ॥

મૂલાર્થ—ભાવરોગનો અત્યંતનાશ થવાથી પરમેશ્વરપણાની જે પ્રાપ્તિ તેવડે પરમ સુખનો લાભ થાય છે. કારણકે, પરમસુખના લાભનો તેવા પ્રકારનો સ્વભાવ છે. ૧૪

વિશેષાર્થ—રાગાદિક જે ભાવરોગ તેમનો [1]વિગમ એટલે વિચ્છેદ, તે થવાથી ઈંદ્ર, ચક્રવર્ત્તી વગેરેના ઐશ્વર્યને આતક્રમણ કરતી અને કેવલજ્ઞાનાદિ લક્ષણવાલી પરમેશ્વરતાની જે પ્રાપ્તિ તેનું નામ પરમસુખ લાભ કહેલ છે એ ઉત્તરની સાથે સંબંધ છે, તે પરમ સુખ લાભ કહેવાનું કારણ શું છે? કે પરમ સુખ લાભને પરમેશ્વરતારૂપપણું છે, માટે જે પરમ સુખ ઉત્પન્ન થાય છે અહિં ઇતિ શબ્દ વાક્યની સમાપ્તિને દેખાડે છે ૧૪

એવી રીતે તીર્થંકર અને અતીર્થંકર એ બંનેનું સામાન્યપણે પ્રધાન એવા ધર્મનું ફલ કહીને હવે તીર્થંકરપણારૂપ લક્ષણવાલું મોટું ધર્મફલ કહેવાને ગ્રંથકાર કહે છે

देवेंद्रहर्षजननमिति ॥ १५ ॥

મૂલાર્થ—દેવેંદ્રોને હર્ષ ઉત્પન્ન કરનારૂં તીર્થંકરપણું છે. ૧૫

વિશેષાર્થ—દેવેંદ્રો એટલે ચમરેંદ્ર, શકેંદ્ર વગેરે ઇંદ્રો તેમને હર્ષ-સંતોષ ઉત્પન્ન કરનાર એવું તીર્થંકરપણું છે. ૧૫

तथा पूजानुग्रहांगतेति ॥ १६ ॥

મૂલાર્થ—પૂજાવડે જગતના અનુગ્રહનું કારણરૂપ તીર્થંકરપણું છે. ૧૬

વિશેષાર્થ—પૂજા એટલે પ્રભુના જન્મકાલથી માંડીને નિર્વાણની પ્રાપ્તિ સુધી તે નિમિત્તવડે મેરૂ પર્વતના શિખર ઉપર સ્નાન વગેરે કરવા રૂપ પૂજા, તે વડે અનુગ્રહ એટલે મોક્ષ બીજના

૧ ફરીથી ન થવું એ પ્રકારનો નાશ

લાભરૂપ ત્રણ જગતનો ઉપકાર તેની અંગતા એટલે કારણ રૂપ છે. ભગવંતને ઉદ્દેશી ભગવંત જેનું કારણ છે એવી અને ભક્તિના સમૂહવડે ભરપૂર એવા ઈંદ્રાદિકના સમૂહરૂપ પ્રાણીઓએ સંપાદન કરેલ પૂજાથી ઘણાં ભવ્ય પ્રાણીઓને મોક્ષને અનુસરતો સમ્યક્ત્વાદિ લાભ રૂપ મહાન્ ઉપકાર થાય છે. ૧૬

**तथा प्रातिहार्योपयोग इति ॥ १७ ॥**

**મૂલાર્થ—વળી અષ્ટ મહા પ્રાતિહાર્યનો ઉપયોગ થાય છે. ૧૭**

**વિશેષાર્થ**—પ્રતિહારનું કર્મ તે પ્રાતિહાર્ય, તે અશોક વૃક્ષ વગેરે છે. આઠ પ્રકારના પ્રાતિહાર્ય છે તેને માટે કહ્યું છે કે,—

" अशोकवृक्षः सुरपुष्पवृष्टिः दिव्यो ध्वनिश्चामरमासनं च ।
भामंडलं दुंदुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥ १ ॥

" ૧ અશોક વૃક્ષ, ૨ દેવે કરેલી પુષ્પ વૃષ્ટિ, ૩ દિવ્ય ધ્વનિ, ૪ ચામર, ૫ સિંહાસન, ૬ ભામંડલ, ૭ દુંદુભિ અને ૮ છત્ર, એ આઠ જિનેશ્વરોના પ્રાતિહાર્ય છે. " ૧

તે પ્રાતિહાર્યનો ઉપભોગ કરનારૂં તીર્થંકરપણું છે. ૧૭

**ततः परंपरार्थकरणमिति ॥ १८ ॥**

**મૂલાર્થ—તે પછી ઉત્કૃષ્ટ અર્થને કરનારૂં તીર્થંકરપણું છે. ૧૮**

**વિશેષાર્થ**—પર એટલે ઉત્કૃષ્ટ અર્થ-પ્રયોજન તેનું કરણ એટલે, સર્વ પ્રાણીઓને પોતપોતાની ભાષા રૂપે પરિણામ પામતી, અમૃતના પાનથી પણ અધિક આનંદ આપનારી અને સર્વથી પણ એક યોજન સુધીના ભૂમિ ભાગ સુધી જનારી—વ્યાપનારી વાણી અને બીજા તે તે વિચિત્ર ઉપાયો ( નાના પ્રકારના ઉપાયો ) વડે પારકો મોક્ષ રૂપ અર્થ સંપાદન કરનાર તીર્થંકરપણું છે. ૧૮

એને ઉત્કૃષ્ટ પર પ્રયોજનને '**अविच्छेदेन**' એ સૂત્રથી આ-

રથી ' इति परपरार्थकरणं ' એ સૂત્ર પર્યંત સૂત્રોના સમૂહવડે સ્ફૂટ કરતા કહે છે

अविच्छेदेन भूयसा मोहाधकारापनयं हृद्यैर्वचनभानुभिरिति ॥१९॥

**મૂલાર્થ—મનોહર વચન રૂપ કિરણોવડે ઘણાં પ્રાણીઓના મોહ રૂપ અધકારનો નાશ કરવો, એવું તીર્થંકરપણુ છે. ૧૯**

**વિશેષાર્થ**—અવિચ્છેદ એટલે યાવજ્જીવિત લાખો ક્રોડો ભવ્ય પ્રાણીઓના અજ્ઞાન રૂપ અધકારનો પોતાના વચન રૂપ કિરણોવડે નાશ કરવો, એવું તીર્થંકર પણુ છે ૧૯

પ્રાણીઓનુ મોહાધકાર દૂર થયા પછી જે થાય છે, તે કહે છે

सूक्ष्मभावप्रतिपत्तिरिति ॥ २० ॥

**મૂલાર્થ—સૂક્ષ્મ ભાવ એટલે જીવાદિ પદાર્થોનુ જ્ઞાન થાય છે. ૨૦**

**વિશેષાર્થ**—સૂક્ષ્મ એટલે સામાન્ય બુદ્ધિ વાલાઓને અગમ્ય એવા જીવાદિ ભાવનો બોધ થાય છે ૨૦

ततः श्रद्धामृतास्वादनमिति ॥ २१ ॥

**મૂલાર્થ—તે પછી શ્રદ્ધા રૂપ અમૃતનુ આસ્વાદન થાય છે. ૨૧**

**વિશેષાર્થ**—સૂક્ષ્મ ભાવને વિષે રૂચિ થવા રૂપ દેવતાનુ ભોજન જે અમૃત તેનુ આસ્વાદન એટલે મન રૂપ જિહ્વાવડે ગ્રહણ કરવુ થાય છે ૨૧

ततः सदनुष्ठानयोग इति ॥ २२ ॥

**મૂલાર્થ—તે પછી સારા અનુષ્ઠાનનો યોગ થાય છે. ૨૨**

વિશેષાર્થ—સદનુષ્ઠાન એટલે સાધુ ધર્મ અથવા ગૃહસ્થ ધર્મના અભ્યાસ રૂપ સારી ક્રિયા તેનો સંબંધ થાય છે. ૨૨

ततः परमापायहानिरिति ॥ २३ ॥

મૂલાર્થ—તે પછી ઉત્કૃષ્ટી અનર્થની હાનિ થાય છે. ૨૩

વિશેષાર્થ—પરમ એટલે ઉત્કૃષ્ટી, અનર્થની હાનિ એટલે નરકાદિ કુગતિમાં પ્રવેશ થવાથી પ્રાપ્ત થયેલા મોટા અનર્થના સમૂહનો અતિશય નાશ થાય છે. ૨૩

તે પછી ઉપકાર કરવા માંડેલા ભવ્ય પ્રાણીઓને તીર્થંકર પ્રભુના વચનથી જે લાભ થાય છે, તે કહે છે.

सानुबंधसुखभाव उत्तरोत्तरः प्रकामप्रभूतसत्त्वोपकाराय अवंध्यकारणं निर्वृतेरिति ॥ २४ ॥

મૂલાર્થ—અતિશયે શ્રેષ્ટ એવો અવિચ્છિન્ન સુખ ભાવ પ્રાણીઓના મોટા ઉપકારને અર્થે થાય છે અને તે મોક્ષનું અવંધ્ય-સફલ કારણ છે, એટલે અધિકથી અધિક સુખની પરંપરાએ કરી યાવત્ મોક્ષ સુખનો સાચો હેતુ છે. ૨૪

વિશેષાર્થ—ઉત્તરોત્તર એટલે પ્રધાનને વિષે પણ પ્રધાન એવો નિરંતર સુખભાવ જે અતિશય ઘણા પ્રાણીઓનો ઉપકાર કરે છે અને તે સાનુબંધ સુખ ભાવથી થયેલ ઉપકાર મોક્ષનું સત્ય કારણ છે. ૨૪

તે ઉત્કૃષ્ટા પરાર્થ કરવાના સ્વરૂપની સમાપ્તિ કરતાં કહે છે.

इति परंपरार्थकरणमिति ॥ २५ ॥

મૂલાર્થ—આ પ્રકારે ઉત્કૃષ્ટા પારકા અર્થનું કરવું તે તીર્થંકરપણાનું ફલ છે. ૨૫

વિશેષાર્થ—પ્રથમ કહેવા પ્રમાણે તીર્થંકર ભગવાનનું પર જીવોના ઉત્કૃષ્ટ પ્રયોજનનું કરવા પણ છે ૨૫

હવે ફરીવાર સામાન્ય ચરમ જન્મ અને તીર્થંકરપણું એ બન્નેનું સાધારણ ધર્મ ફલ કહે છે

भवोपग्राहिकर्मविगम इति ॥ २६ ॥

મૂલાર્થ—ભવોપગ્રાહી એવા વેદનીયાદિ ચાર અઘાતિ કર્મનો નાશ થાય છે. ૨૬

વિશેષાર્થ—પૂર્વ કોટી આદિ પ્રમાણ વાલું સયોગી કેવલી પર્યાયપણું જેમણે પરિપાલન કરેલું છે એવા તીર્થંકર અને અતીર્થંકર એ બન્ને ચૌદમા ગુણઠાણાને અંતે ભવોપગ્રાહી કર્મ એટલે વેદનીય, આયુ, નામ અને ગોત્ર રૂપ ચાર કર્મ તેનો નાશ થાય છે ૨૬

ततः निर्वाणगमनमिति ॥ २७ ॥

મૂલાર્થ—તે પછી તીર્થંકર અને અતીર્થંકર એ બન્નેનું નિર્વાણ-મોક્ષ ગમન થાય છે. ૨૭

વિશેષાર્થ—દેહધારી પ્રાણી જેથી નિર્વાણ પામે તે નિર્વાણ મોક્ષ કહેવાય છે, એટલે સિદ્ધક્ષેત્ર અથવા જીવનું પોતાના સ્વરૂપમા રહેવું તેને વિષે ગમન કરવું, તે નિર્વાણ ગમન કહેવાય છે ૨૭

तत्र च पुनर्जन्माद्यभाव इति ॥ २८ ॥

મૂલાર્થ—તે મોક્ષ પામ્યે સતે ફરીવાર જન્મ વગેરેનો અભાવ થાય છે. ૨૮

વિશેષાર્થ—તે મોક્ષમા બીજીવાર, ત્રીજીવાર ઇત્યાદિ થનારા જન્મ, જરા અને મરણ વગેરે અનર્થોનો અભાવ થાય છે, અત્યંત ઉચ્છેદ થાય છે ૨૮

મોક્ષ પામ્યા પછી ફરીવાર જન્મ મરણાદિ ન થવાના કારણ કહે છે

बीजाभावतोऽयमिति ॥ २९ ॥

**મૂલાર્થ**—એ જન્માદિકનો અભાવ બીજના અભાવથી થાય છે. ૨૯

**વિશેષાર્થ**—બીજ જે આગળ કહેવામાં આવશે, તેના અભાવથી આ પુનર્જન્મ વગેરેનો અભાવ થાય છે, એટલે બીજ વિના જેમ અંકુરા ન થાય તેમ કર્મ બીજ વિના જન્માદિ થતા નથી ૨૯

તે જન્મ મરણાદિકના કારણ રૂપ બીજને કહે છે.

**कर्मविपाकस्तादिति ॥ ३० ॥**

**મૂલાર્થ**—જન્માદિકનું બીજ કારણ કર્મનો વિપાક છે. ૩૦

**વિશેષાર્થ**—જ્ઞાનાવરણાદિક કર્મનો જે ઉદય તે જન્માદિકનું બીજ કારણ છે. ૩૦

મોક્ષમાં ગયેલો જીવ પણ કર્મ સહિત થશે એમ કહેવું નહીં તે કહે છે.

**अकर्मा चासाविति ॥ ३१ ॥**

**મૂલાર્થ**—નિર્વાણ ગતજીવ કર્મ રહિત થયા તે ફરીથી કર્મ સહિત થવાના નથી. ૩૧

**વિશેષાર્થ**—મોક્ષમાં ગયેલ જીવ કર્મ રહિત થાય છે. ૩૧

ભલે નિર્વાણ ગત જીવ કર્મ રહિત હો તથાપિ તેને ફરીથી જન્મ મરણાદિક થશે, તે શંકાનો ઉત્તર કહે છે.

**तद्वत एव तद्ग्रहः इति ॥ ३२ ॥**

**મૂલાર્થ**—કર્મવાલાને જ ફરીથી જન્મ વગેરે થાય છે. ૩૨

**વિશેષાર્થ**—કર્મ સહિત એવા જીવનેજ ફરીથી જન્મ મરણાદિક થાય છે, કર્મ રહિતને જન્માદિ થતા નથી. ૩૨

અહી કોઇ શકા કરે કે, જેને જીવ કરે તે કર્મ કહેવાય છે, એવી વ્યુત્પત્તિથી કર્મને આદિપણાનો પ્રસગ પ્રાપ્ત થયો, તો તે વડે સર્વકાલકર્મવાળાનેજ તે જન્માદિકનું ગ્રહણ કેવી રીતે થાય? એટલે પ્રથમ એકલો જીવ હશે તેણે કર્મ કર્યા ત્યારે તે સકર્મ થયો. આ શકાનો ઉત્તર આપે છે

तदनादित्वेन तथाभावसिद्धेरिति ॥ ३३ ॥

**મૂલાર્થ—તે કર્મના અનાદિ ભાવે કરી કર્મવાલાનેજ જન્માદિકનુ ગ્રહણ થાયએવા ભાવની સિદ્ધિ થાય છે માટે. ૩૩**

**વિશેષાર્થ**—તે કર્મનુ કરવાપણુ છે, તો પણ બીજા અધ્યાયમા કહેલ સવિસ્તર યુકિતવડે કર્મનુ અનાદિપણુ સિદ્ધ કરેલ છે, તેથી તથાભાવ એટલે કર્મવાલાનેજ પુનર્જન્માદિકનુ ગ્રહણ થાય એ ભાવની સિદ્ધ થાય છે, એ કારણથી કર્મરહિત એવા સિદ્ધ મહારાજને ફરીથી જન્માદિક થતા નથી ૩૩

કોઇ શકા કરે કે, " ધર્મ તીર્થના કરનારા જ્ઞાની પુરૂષો મોક્ષમા જઇને તીર્થનો ઉચ્છેદ દેખી ફરીથી પાછા સસારમા આવે છે " આવા વચનના પ્રમાણથી કર્મરહિતને જન્માદિનુ ગ્રહણ કેમ ન થાય? આ શકાનો ઉત્તર આપે છે

सर्वविप्रमुक्तस्य तु तथा स्वभावत्वा—
न्निष्ठितार्थत्वाच्च तद्ग्रहणे निमित्तमिति ॥ ३४ ॥

**મૂલાર્થ—સર્વથા કર્મથી મુકત થયેલાને તેવા પ્રકારના સ્વભાવને લઇને પોતાના પ્રયોજનને સપૂર્ણ કરનારા એવા મોક્ષના જીવને પુનર્જન્માદિ ગ્રહણ કરવામાં કોઈ નિમિત્ત રહ્યુ નથી. ૩૪**

**વિશેષાર્થ**—સર્વ કર્મથી મુકાએલ છે, તેનુ તેવા પ્રકારનુ સ્વરૂપ છે, તેથી તેમજ તેણે સર્વ પ્રયોજન પૂર્ણ કરેલ છે, તેથી એ જીવને જન્માદિ ગ્રહણ કરવામા કોઇ પણ કારણ નથી કહેવાનુ

તાત્પર્ય એ છે કે, જે જીવ સર્વ કર્મોથી સર્વથા મુકાયો છે. તેને જન્માદિ ગ્રહણ કરવામાં કાંઇ પણ નિમિત્ત નથી. કારણ કે, તેને સર્વ પ્રયોજનની સમાપ્તિ થઇ છે, તેથી જન્માદિકને ગ્રહણ કરાવનાર જે સ્વભાવ તેનો અભાવ છે અને કોઈએ કલ્પેલો તીર્થના ઉચ્છેદ કરવા રૂપ લક્ષણવાલો હેતુ પણ ઘટતો નથી. કારણ કે તે હેતુને કષાયરૂપ વિકારથી ઉત્પન્ન થવાપણું છે, ભાવાર્થ એવો છે કે, જેને કષાય રહી ગયા હોય તેને એવો વિચાર થાય કે, "મારૂં તીર્થ ઉચ્છેદને દૂર થયું છે, તેથી હું અવતાર લઇને ફરીથી તેનું સ્થાપન કરૂં." પણ જેને સર્વથા કર્મનો ક્ષય થયેલ છે, તેને એવો વિચાર આવેજ નહીં. ૩૪

એમ થતાં જે સિદ્ધ થયું, તે કહે છે.

नाजन्मनो जरेति ॥ ३५ ॥

મૂલાર્થ—જન્મરહિત થયેલા જીવને જરાવસ્થા હોતી નથી. ૩૫

વિશેષાર્થ—જન્મ–ઉત્પત્તિ રહિત એવા પુરૂષને વયનો નાશ થવારૂપ જરાવસ્થા ઉત્પન્ન થતી નથી. ૩૫

एवं च न मरणभयशक्तिरिति ॥ ३६ ॥

મૂલાર્થ—જન્મ અને જરાનો અભાવ થતાં મરણનું ભય રહેતું નથી. ૩૬

વિશેષાર્થ—જે મરણના ભયની બીજરૂપ શક્તિ તે રહેતી નથી. ૩૬

तथा न चान्यउपद्रव इति ॥ ३७ ॥

મૂલાર્થ—વળી સિદ્ધના જીવને બીજો પણ કોઇ ઉપદ્રવ રહેતો નથી. ૩૭

વિશેષાર્થ—વળી મોક્ષમાં તૃષા, ભુખ વગેરે અન્ય ઉપદ્રવ રહેતા નથી ૩૭

ત્યારે મોક્ષમાં શું હોય છે? તેનો ઉત્તર કહે છે

विशुद्धस्वरूपलाभ इति ॥ ३८ ॥

મૂલાર્થ—અતિ શુદ્ધ એવા સ્વ સ્વરૂપનો લાભ થાય છે. ૩૮

વિશેષાર્થ—કર્મ મલથી રહિત એવા શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે ૩૮

तथा आत्यंतिकी व्याबाधानिवृत्तिरिति ॥ ३९ ॥

મૂલાર્થ—દુઃખની અત્યંત નિવૃત્તિ થાય છે ૩૯

વિશેષાર્થ—શરીર અને મન સંબંધી પીડાનો અત્યંત ઉચ્છેદ થાય છે ૩૯

તે અત્યંત દુઃખની નિવૃત્તિને વિશેષપણે દેખાડે છે

सा निरुपम सुखमिति ॥ ४० ॥

મૂલાર્થ—દુઃખની અત્યંત નિવૃત્તિ એજ નિરૂપમ સુખ છે. ૪૦

વિશેષાર્થ—શરીર તથા મન સંબંધી દુઃખની સર્વથા નિવૃત્તિ તે ઉપમા રહિત સુખ છે ૪૦

સિદ્ધના જીવને એવું નિરૂપમ સુખ છે, તેનું કારણ કહે છે

सर्वत्राप्रवृत्तेरिति ॥ ४१ ॥

મૂલાર્થ—સિદ્ધના જીવને સર્વ ઠેકાણે પ્રવૃત્તિ નથી, તેથી એ નિરૂપમ સુખ છે. ૪૧

વિશેષાર્થ—ત્યાગ કરવા યોગ્ય તથા ગ્રહણ કરવા યોગ્ય એવા કોઇ પણ પદાર્થ ઉપર સિદ્ધના જીવોની પ્રવૃત્તિ રહી નથી તેથી તેમને અનુપમ સુખ છે ૪૧

સિદ્ધના જીવોને કોઇ ઠેકાણે પ્રવૃત્તિ નથી, એ શાથી કહો છો?

समाप्तकार्यत्वादिति ॥ ४२ ॥

**મૂલાર્થ—કરવા યોગ્ય કાર્યની સમાપ્તિ થઇ છે, માટે. ૪૨**

**વિશેષાર્થ**—જેના કેવલ જ્ઞાનાદિ કાર્ય સંપૂર્ણ થયા છે, એવા સિદ્ધને કોઇ ઠેકાણે પ્રવૃત્તિ કરવાની રહી નથી; માટે તેમને સર્વોત્કૃષ્ટ સુખ છે. ૪૨

એ વાતની સર્વ રીતે પુષ્ટિ કરતાં કહે છે.

न चैतस्य क्वचिदौत्सुक्यमिति ॥ ४३ ॥

**મૂલાર્થ—એ સિદ્ધના જીવને કોઈ કાર્ય કરવામાં ઉત્સુકપણું રહેતું નથી. ૪૩**

**વિશેષાર્થ**—નિવૃત્ત એટલે મોક્ષ પામેલા જંતુને કોઇ પદાર્થને વિષે વાંછારૂપ ઉત્સુકપણું રહેતું નથી. च નો અર્થ સમુચ્ચયમાં છે, એટલે સિદ્ધની સર્વત્ર અપ્રવૃત્તિ છે, એવો અર્થ થાય છે, ૪૩

અહિં કોઇ શંકા કરે કે, સિદ્ધના જીવને ઉત્સુકપણાનો નિષેધ કેમ કરો છો ? તેનો ઉત્તર આપે છે.

दुःखं चैतत्स्वास्थ्याविनाशनेनेति ॥ ४४ ॥

**મૂલાર્થ—સ્વસ્થપણાના સુખનો નાશ કરવાથી એ ઉત્સુકપણું દુઃખરૂપ છે. ૪૪**

**વિશેષાર્થ**—એ ઉત્સુકપણું તે દુઃખરૂપ છે, તેનો ઉત્તર આપે છે. સર્વ સુખનું મૂલ રૂપ જે સ્વસ્થપણું, તેનો નાશ કરીને થતું ઉત્સુકપણું દુઃખરૂપ છે. ૪૪

જો કે ઉત્સુકપણાથી સ્વસ્થપણાનો વિનાશ થાય છે, તો પણ એ ઉત્સુકપણાને દુઃખરૂપતા કેમ છે ? એવી શંકા કરી તેનો ઉત્તર આપે છે—

दुःखशक्त्युद्रेकतोऽस्वास्थ्यसिद्धेरिति ॥ ४५ ॥

**મૂલાર્થ**—દુઃખનુ બીજરૂપ ઉત્સુકપણાની ઉત્પતિ થવાથી અસ્વસ્થપણાની સિદ્ધિ થાય છે તેથી. ૪૫.

**વિશેષાર્થ**—દુખશક્તિ એટલે દુખના બીજરૂપ જે શકિત તેના ઉત્પન્ન થવાથી આત્માને વિષે અસ્વસ્થપણાની ઉત્પત્તિ થાય છે, માટે ઉત્સુકપણુ દુખરૂપ છે ૪૫

અસ્વસ્થપણાની સિદ્ધિ કઇ રીતે જાણવામા આવે છે ? તે શકાનો ઉત્તર આપે છે

अहितप्रवृत्त्येति ॥ ४६ ॥

**મૂલાર્થ**—અહિતકારી વસ્તુને વિષે પ્રવૃત્તિ કરવાથી અસ્વસ્થતા જણાય છે. ૪૬.

**વિશેષાર્થ**—અહિતકારી વસ્તુને વિષે પ્રવૃત્તિ કરવાથી અસ્વસ્થપણુ જણાય છે, એટલે દુખની શક્તિના અધિકપણાને લઇને ઉત્પન્ન થયેલ અસ્વસ્થપણાને ઉત્પન્ન કરનાર એવી મનને પ્રીતિ ઉપજાવનાર સ્ત્રી વિગેરે વસ્તુને વિષે પ્રવર્ત્તવાથી અસ્વસ્થપણુ જણાય છે ૪૬

હવે સ્વસ્થતાનુ સ્વરૂપ કહે છે—

स्वास्थ्य तु निरुत्सुकतया प्रवृत्तेरिति ॥ ४७ ॥

**મૂલાર્થ**—ઉત્સુકપણાએ (ઉછાંછળાપણાએ) રહિત પ્રવૃત્તિ કરવાથી સ્વસ્થપણુ પ્રગટ થાય છે. ૪૭.

**વિશેષાર્થ**—સર્વ કાર્યને વિષે ચપલતા મુકીને પ્રવૃત્તિ કર વાથી સ્વસ્થતા પ્રાપ્ત થઇ છે, એમ સિદ્ધ થાય છે ૪૭

એમ સ્વસ્થપણુ સિદ્ધ થતા ની સિદ્ધિ થઇ ? તે કહે છે—

**परमस्वास्थ्यहेतुत्वात्परमार्थतः स्वास्थ्यमेवेति ॥ ४८ ॥**

**મૂલાર્થ—ઉત્કૃષ્ટા સ્વસ્થપણાનું કારણપણું છે. તેથી પરમાર્થપણે નિરૂત્સુકપણે પ્રવૃત્તિ છે, એજ સ્વસ્થપણું જાણવું. ૪૮**

**વિશેષાર્થ**—પરમ સ્વસ્થપણાના કારણને લઇને એટલે ચિત્તના ઉપદ્રવના પરિહારવડે ઉત્કૃષ્ટ એવા પોતાના સ્વરૂપમાં રહેવાના નિમિત્તને લઇને પરમાર્થથી એટલે તત્વ વૃત્તિથી નિરૂત્સુકપણે પ્રવૃત્તિ છે, તેજ સ્વસ્થપણું જાણવું. તે નિરૂત્સુક પ્રવૃત્તિ કેવલી ભગવાનને વિષે રહેલી છે, તેથી તે કેવલી ભગવાનને કોઇ ઠેકાણે ઉત્સુકપણું નથી, એ વાત સિદ્ધ થઇ. અહિં કોઇ શંકા કરે કે, સંસાર તથા મોક્ષને વિષે એકાંત નિસ્પૃહ એવા કેવલી ભગવાનને યોગ્ય અર્થમાં પ્રવૃત્તિ અને અયોગ્ય અર્થમાં નિવૃત્તિ કયે પ્રકારે થાય છે ? તે શંકાનો ઉતર આપે છે. પૂર્વ સંસ્કારને લઇને કુંભારના ચક્રના ભમવાની પેઠે દ્રવ્યથી જ એ બંને કરવા યોગ્યમાં પ્રવૃત્તિ અને ન કરવા યોગ્યમાં નિવૃત્તિ થાય છે. ૪૮.

કેવલીને દ્રવ્યથી પ્રવૃત્તિ નિવૃત્તિ છે, એ વાતની ભાવના કરતા કહે છે.

**भावसारे हि प्रवृत्यप्रवृत्ती सर्वत्र प्रधानो व्यवहार इति ॥४९॥**

**મૂલાર્થ—જેમાં ભાવજ સારરૂપ છે એવી પ્રવૃત્તિ તથા અપ્રવૃત્તિ એ સર્વ સ્થાને પ્રધાન વ્યવહાર છે. ૪૯.**

**વિશેષાર્થ**—સર્વ કરવા યોગ્ય અર્થને વિષે પ્રવૃત્તિ કરવી અને ન કરવા યોગ્ય અર્થને વિષે અપ્રવૃત્તિ (નિવૃત્તિ) કરવી, તે જો મનના વિકલ્પ પૂર્વક હોય તો તે પ્રધાન વ્યવહાર કહેવાય છે, એટલે લોકાચાર રૂપ ભાવ વ્યવહાર કહેવાય છે. કહેવાની મતલબ એવી છે કે, કોઇ સારા અથવા નઠારા કામને વિષે મનની એકાગ્રતા પૂર્વક પ્રવૃત્તિ કરવી અથવા નિવૃત્તિ કરવી તેને તત્ત્વવેત્તાઓ તાત્વિક એટલે ભાવરૂપ પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ કહે છે, પણ મનના

પ્રણિધાન વિનાની જે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ છે તેને ભાવરૂપ કહેતા નથી, તેથી મુનિપણાની દ્રવ્યક્રિયા જેમને પૂર્ણ થયેલી છે એવા અભવ્યાદિકને અનાભોગ વગેરેથી તેમની ક્રિયા થાય છે, માટે સિદ્ધાતમા સત્ય મુનિભાવની ક્રિયાના કરનાર કહ્યા નથી વલી સાતમી નરકની પૃથ્વીને પામવા યોગ્ય એવા આયુષ્યના બ ધના કારણરૂપ જે મહારભાદિ પાપસ્થાનને સેવનારા સમૂર્છિમ મત્સ્ય વગેરે પણ તેવા મનની ક્રૂરતારૂપ ભાવથી રહિત છે, તેથી સાતમી નરકના આયુષ્યને બાધવા સમર્થ થતા નથી, તેમ સસાર અને મોક્ષ બ નેમા નિ સ્પૃહ મનવાલા અયોગી કેવલી પણ વિહિત અને અવિહિત એવા અર્થને વિષે પૂર્વ સ સ્કારના વશથી પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કરે છે, તોપણ તેમને ભાવથી પ્રવૃત્તિ તથા નિવૃત્તિના કરનારા કહ્યા નથી ૪૯

એજ વાતની પુષ્ટિ કરતા કહે છે—

प्रतीतिसिद्धश्चाय सद्योगसचेतसामिति ॥ ५० ॥

મૂલાર્થ—શુદ્ધ ધ્યાન લક્ષણ યોગવડે સાવધાન મનવાલા મહામુનિઓને પોતાના અનુભવવડે પૂર્વે કહેલા અર્થ સિદ્ધજ છે ૫૦

વિશેષાર્થ—શુદ્ધ ધ્યાન લક્ષણવાલા સારા યોગે કરી સાવધાન એવા પુરૂષોને પૂર્વે કહેલો અર્થ પોતાના અનુભવમા સિદ્ધ છે તે વાત જણાવે છે (અહિ च શબ્દ સમુચ્ચય અર્થમા છે) ધ્યાનરૂપ નિર્મલ મન જેમને પ્રાપ્ત થયેલુ છે, એવા મહામુનિઓ પોતાની મેળેજ પૂર્વે કરેલા અર્થને અ ગિકાર કરે છે, તેમા બીજાના ઉપદેશની અપેક્ષા રાખતા નથી ૫૦

હવે ચાલતા પ્રસ ગને કહે છે

सुस्वास्थ्य च परमानद इति ॥ ५१ ॥

મૂલાર્થ—અતિશય સ્વસ્થપણુ એજ પરમાન દ (મોક્ષ) કહેવાય છે. ૫૧.

**વિશેષાર્થ**—નિરૂત્સુકપણાએ ( ઉછાંછલાપણાએ ) રહિત એવી પ્રવૃત્તિવડે સાધ્ય યોગ્ય એવા સ્વસ્થપણાથી અધિક એવું સ્વસ્થપણું, તે સુસ્વાસ્થ્ય કહેવાય છે. તેજ મોક્ષના સુખરૂપ લક્ષણુવાળો પરમાનંદ (ઉત્કૃષ્ટ આનંદ) કહેવાય છે. ૫૧.

તે પરમાનંદ શાથી કહેવાય છે ? તે કહે છે.

**तदन्यनिरपेक्षत्वादिति ॥ ५२ ॥**

**મૂલાર્થ—તે આત્માને બીજી વસ્તુની અપેક્ષા રહી નથી તેથી મોક્ષ સુખરૂપ પરમાનંદ કહેવાય છે. ૫૨**

**વિશેષાર્થ**—તે આત્મા બીજી પુદ્ગલિક વસ્તુની અપેક્ષા સર્વથા રહિત થવાથી, તેથી મોક્ષ સુખરૂપ પરમાનંદ કહેવાય છે. ૫૨

અહિં કોઈ શંકા કરે કે, આત્માથી અન્ય એવી વસ્તુની અપેક્ષા શા માટે દુઃખરૂપ છે ? જેથી એમ કહો છો. તેના ઉત્તરમાં કહે છે—

**अपेक्षाया दुःखरूपत्वादिति ॥ ५३ ॥**

**મૂલાર્થ—પારકી અપેક્ષા દુઃખરૂપ છે. માટે. ૫૩**

**વિશેષાર્થ**—સુગમ છે. ૫૩.

એ વાતની ભાવના કરે છે એટલે પર પદાર્થની અપેક્ષા દુઃખરૂપ છે, એમ ભાવે છે—

**अर्थांतरप्राप्त्या हि तन्निवृत्तिर्दुखःत्वेनानिवृत्तिरेवेति ॥ ५४ ॥**

**મૂલાર્થ—દુઃખરૂપ એવી અન્ય પદાર્થની પ્રાપ્તિવડે જે ઇચ્છાની નિવૃત્તિ છે તે દુઃખપણાની અનિવૃત્તિ છે. ૫૪.**

**વિશેષાર્થ**—ઇંદ્રિયોના વિષય સુખના લાભે કરી જે દુઃખન નિવૃત્તિ કરવી, તે શું કહેવાય છે ? દુઃખરૂપ એવી અર્થાંતરની પ્રા-

પ્તિ-વિષયસુખની પ્રાપ્તિ તે દુખરૂપ છે, માટે વસ્તુગતે તે તે દુખની અનિવૃત્તિજ જાણવી ૫૪

મોક્ષ થતા અર્થાતરની પ્રાપ્તિનો નિષેધ કરતા કહે છે

**न चास्यार्थांतरावाप्तिरिति ॥ ५५ ॥**

**મૂલાર્થ—એ મોક્ષના જીવને અર્થાતરની પ્રાપ્તિ નથી ૫૫.**

**વિશેષાર્થ**—એ સિદ્ધના જીવને પોતાથી જુદા એવા પુદ્ગલ ભાવ વિગેરે પદાર્થનો સબધ નથી ૫૫

સિદ્ધના જીવને અન્ય પદાર્થનો સબધ નથી,તે બતાવે છે—

**स्वस्वभावनियतो ह्यसौ विनिवृत्तेच्छाप्रपंच इति ॥ ५६ ॥**

**મૂલાર્થ—સર્વ પદાર્થ સબધી અભિલાષા જેની નિવૃત્ત થઈ છે, એવા સિદ્ધ ભગવાન્ નિરતર પોતાના સ્વભાવમાંજ રહેલા છે. ૫૬.**

**વિશેષાર્થ**—અત્યત નિવૃત્ત થયેલ છે, સર્વ પદાર્થ સબધી અભિલાષા જેમની એવા સિદ્ધ ભગવાન્ પોતાના સ્વરૂપ માત્રને વિષેજ રહ્યા છે ૫૬

સિદ્ધક્ષેત્રગત આકાશની સાથે પણ સિદ્ધના જીવનો સબધ નિષેધ કરતા કહે છે—

**अतोऽकामत्वात्तत्स्वभावत्वान्न लोकांतक्षेत्राप्तिरा(प्तिः) ॥५७॥**

**મૂલાર્થ—ઇચ્છા નથી માટે અકામ છે અને અકામ છે તેથી અર્થાતરની અપેક્ષાએ રહિત છે, એ કારણથી સિદ્ધક્ષેત્રમાં રહેવારૂપ પ્રાપ્તિ છે, તેથી અર્થાતર સાથે સબધ નથી ૫૭**

**વિશેષાર્થ**—એ સિદ્ધના જીવને અન્ય પદાર્થની પ્રાપ્તિ કરવાની ઇચ્છાનો પ્રપચ ગયો છે, તેથી તેને નિરભિલાષપણુ પ્રાપ્ત

થયેલ છે, અને તે કારણથી આત્માથી અન્ય પદાર્થમાં નિરપેક્ષપણું પ્રાપ્ત થયું, અને તે પ્રાપ્ત થવાથી સિદ્ધના જીવને રહેવાના સ્થાનરૂપ લોકાંત ક્ષેત્રની પ્રાપ્તિ થાય છે, તો પણ સિદ્ધ મહારાજ અન્ય પદાર્થમાં નિરપેક્ષ થયા છે, માટે આકાશરૂપ અન્ય પદાર્થની સાથે સિદ્ધના જીવનો સંબંધ ન જાણવો. ૫૭.

સિદ્ધક્ષેત્રનો સંબંધ છતાં પણ સંબંધની ના કહી, તેની ભાવના કરતા કહે છે.

**औत्सुक्यवृद्धिर्हि लक्षणमस्याः हानिश्च समयांतरे इति ॥५८॥**

**મૂલાર્થ—સિદ્ધિક્ષેત્રરૂપ અર્થાંતરની પ્રાપ્તિ કરવારૂપ ઉત્સુકપણાની વૃદ્ધિની બીજા સમયમાં હાનિ થાય છે. ૫૮**

**વિશેષાર્થ**—ઉત્સુકપણાની વૃદ્ધિએ અર્થાંતર પ્રાપ્તિનું સ્વરૂપ છે અને તે ઉત્સુકપણાની વૃદ્ધિ સિદ્ધના જીવને પહેલા સમયમાં હોય છે, અને તેનો નાશ સિદ્ધના જીવને બીજા સમયમાં થાય છે, એટલે સિદ્ધક્ષેત્ર સાથે સંબંધ થવા રૂપ જે અર્થાંતરની પ્રાપ્તિ કરવામાં ઉત્સુકપણાની વૃદ્ધિ તેનો બીજા સમયમાં નાશ થાય છે. ૫૮

કોઈ શંકા કરે કે, એ અર્થાંતર પ્રાપ્તિરૂપ ઉત્સુકપણું શું સિદ્ધને વિષે નથી ? તેનો ઉત્તર આપે છે—

**न चैतत्तस्य भगवतः आकालं तथावस्थितेरिति ॥ ५९ ॥**

**મૂલાર્થ—સિદ્ધ ભગવંતને અર્થાંતર પ્રાપ્તિરૂપ ઉત્સુકપણું નથી, કારણ કે, યાવત્કાલ સુધી તેમનું તેમજ રહેવાપણું છે માટે. ૫૯.**

**વિશેષાર્થ**—પાછલ કહેલ અર્થાંતર પ્રાપ્તિ થવારૂપ ઉત્સુકપણું તે સિદ્ધ ભગવંતને નથીજ, કારણ કે આગામી ( આવતા ) એવા સર્વકાલમાં તે ભગવંતને તેજરૂપે રહેવાપણું છે, માટે એટલે પ્રથમ સમયથી આરંભીને તે પ્રકારે પ્રથમ સમયમાં સમાપ્ત કરેલ પોતાના સર્વ કર્મ ક્ષય કરવારૂપ અર્થને સિદ્ધ કરી એક સમયની

ઉર્ધ્વગતિ કરીને લોકને અતે પોતાના સ્વરૂપમા રહેવાપણુ છે એજ પ્રકારે સદાકાળ રહેવા પણુ છે, એથી સિદ્ધના જીવને અર્થાતર આ-િતરૂપ ઉત્સુકપણુ નથી ૫૯

સદાકાલ ( એકરૂપે ) સ્વરૂપમા રહેવાપણુ છે, એ શાથી કહો છો ? તે કહે છે—

कर्मक्षयाविशेषादिति ॥ ६० ॥

મૂલાર્થ—કર્મ ક્ષય થવામા અવિશેષપણુ છે માટે. ૬૦

વિશેષાર્થ—સિદ્ધપણુ પામવાના પ્રથમ ક્ષણુને વિષે સર્વ પ્રકારે કર્મ ક્ષય થયા છે, તેનુ સર્વ ક્ષણોને વિષે એકરૂપપણુ છે, પણુ તેમા ભેદ નથી, તેથી સિદ્ધ ભગવતનુ સદાકાલ તેજરૂપે રહેવાપણું છે ૬૦

એમ થતા જે વાત સિદ્ધ થઇ તે કહે છે

इति निरुपमसुखसिद्धिरिति ॥ ६१ ॥

મૂલાર્થ—એ પ્રકારે સિદ્ધ ભગવતને નિરૂપમ સુખની સિદ્ધિ થઇ. ૬૧

વિશેષાર્થ—પ્રથમ કહ્યા પ્રમાણે ઉત્સુકપણાની અત્યત નિવૃત્તિ થવાથી સિદ્ધના જીવોને નિરૂપમ સુખની સિદ્ધિ થઇ, એમ શ્રદ્ધા કરવી ૬૧

હવે આ ગ્રથની સમાપ્તિ કરતા કહે છે

सद्ध्यानवन्हिना जीवो, दग्ध्वा कर्मेंधनं भुवि ।
सद्ब्रह्मादिपदैर्गीतं, स याति परमं पदम् ॥

મૂલાર્થ—આ મનુષ્ય ક્ષેત્રરૂપ પૃથ્વીને વિષે જીવ શુકલ ધ્યાનરૂપ અગ્નિવડે કર્મરૂપી ઇંધણાને બાળી સુદર

એવા સદ્બ્રહ્મ વિગેરે પદથી શાસ્ત્રમાં ગાયેલા એવા પરમપદ ( મોક્ષ )ને પામે છે. ૬૪

વિશેષાર્થ—મનુષ્ય ક્ષેત્રરૂપ પૃથ્વીને વિષે શુક્લધ્યાન લક્ષણુવાળા બળતા અગ્નિવડે ભવ્ય પ્રાણી ભવોપગ્રાહી કર્મરૂપ કાષ્ટનો નાશ કરી સુંદર એવા બ્રહ્મ, લોકાંત ઇત્યાદિ પદવડે કરીને કહેલા પરમપદને શુદ્ધ સાધુ ધર્મને આરાધન કરનારો જીવ પામે છે. ૬૫

કર્મ રહિત થયેલા સિદ્ધના જીવની ઉર્ધ્વગતિ કેમ હોય ? એવી શંકા કરવી નહીં, તે કહે છે—

पूर्वावेधवशादेव, तत्स्वभावत्वतस्तथा ।
अनंतवीर्ययुक्तत्वात्समयेनानुगुण्यतः ॥

મૂલાર્થ—પૂર્વની સંસારી અવસ્થાના ગમનના સંસ્કારને વશથી કર્મ રહિત થયા પછી પણ ઉર્ધ્વગમન કરે છે, એમ સંબંધ કરવો, વળી તેવી રીતના સ્વભાવપણાથી તેમજ અનંતવીર્યે યુકતપણાથી એક સમયે કરી સમશ્રેણિ આશ્રીને ઉર્ધ્વગમન કરી પરમપદને પામે છે. ૬૬

વિશેષાર્થ—પૂર્વ એટલે સંસારી અવસ્થાને વિષે જે ગમન કરવાનો આવેશ હતો, તેના વશથી એક સમયની ઉર્ધ્વગતિ કરી મોક્ષ પામે છે, તથા બંધનથી મુકાયેલા એરંડના બીજની પેઠે ઉંચા જવાના સ્વભાવને લઇને તેમજ અનંતવીર્યથી યુક્તપણાને લઇને એટલે અપાર સામર્થ્યથી યુક્તપણાને લઇને શૈલેશી અવસ્થામાં પ્રાપ્ત થયેલા આકાશરૂપ ક્ષેત્રને આશ્રીને સમશ્રેણિપણે એક સમયમાં પરમપદને જીવ પામે છે. એ ક્રિયાપદ પૂર્વના સુત્રમાંથી લેવું: ૬૬

स तत्र दुःखविरहादत्यंतसुखसंगतः ।
तिष्ठत्ययोगो योगींद्रवंद्यस्त्रिजगदीश्वरः ॥

મૂલાર્થ—તે સિદ્ધ ભગવાન તે મોક્ષને વિષે દુઃખના વિરહથી અત્યંત સુખમા મગ્ન થઇ યોગીંદ્ર પુરૂષોએ વંદન કરવા યોગ્ય, ત્રણ જગતના ઇશ્વર અને અયોગી થયા સતા રહે છે ૬૭

વિશેષાર્થ—દુઃખના વિરહથી એટલે શરીર તથા મન સંબધી કષ્ટનો નાશ થવાથી અને આત્યંતિક અને એકાંતિક એવા સુખ રૂપ સમુદ્રના મધ્યમા મગ્ન થઇ મન, વાણી અને કાયાના વ્યાપાર વડે રહિત થયેલા, યોગીંદ્ર પુરૂષોને વંદનીય બનેલા, તેથીજ ત્રણ જગતના ઇશ્વર એટલે દ્રવ્ય તથા ભાવ એ બંનેની અપેક્ષાએ સર્વ લોકના ઉપરના ભાગને વિષે વર્ત્તવાથી ત્રણ જગતના પરમેશ્વર થયેલા તે પૂર્વે કહેલા જીવ સિદ્ધિ ક્ષેત્રને વિષે સદા કાલ રહે છે ૬૭

શ્રી મુનિચંદ્ર સૂરિએ રચેલ ધર્મબિંદુ પ્રકરણને વિષે વિશેષથી
તીર્થંકરપદ પામવાનું સ્વરૂપ તથા સિદ્ધસ્વરૂપ
કહેવારૂપ આઠમો અધ્યાય સંપૂર્ણ થયો

